


વિવિધ ગ્રન્થમાળાઃ પુસ્તક ૨૭.

દર વર્ષે પૃષ્ઠ ૧૫૦૦ અપાય છે.

વાર્ષિક રૂ. ૨॥, પાકાં પૂઠાં ૩, પો. માફ.


પ્રસિદ્ધ કર્તાઃ

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

શ્રીમદ્

# ભગવદ્ગીતા

## પદ્યાત્મક ભાષાંતર.

---

કર્તાઃ હરિલાલ ધૂર્મહરામ વ્યાસ.


સ્થળઃ મુંબઈ અને અમદાવાદ.


કાચું પૂઠું ૦)-॥

પાકું પૂઠું ૦)≈




यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

The Bombay Art Printing Works, Fort

ૐ

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## પદ્યાત્મક ભાષાંતર.



કર્ત્તાઃ શ્રીયુત્ હરિલાલ નૃસિંહરામ વ્યાસ.
હાલમાં તાલુકા સ્કુલ માસ્તર–માતર જી. ખેડા.



સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય કાલબાદેવી–મુંબઈ.
તરફથી પ્રકાશક ભિક્ષુ–અખંડાનંદ.

સુધારા વધારા સાથેની.

આવૃત્તિ ૨ જી. પ્રત ૮૩૦૦. સંવત ૧૯૫૯.



મૂલ્ય: સાદું પૂઠું ૦)–ાા (રૂ ૧,ની પ્રત ૧૪) } પોષ્ટેજ
કપડાનું પૂઠું ૦)≡ (રૂ. ૧,ની પ્રત ૭) } જુદું.



અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

## વિશેષ હકીકત.

**નીચેની આર્થિક સહાય.** આભાર સહિત સ્વીકારવામાં આવી છે.

૧૦-૦-૦ શેઠ પ્રાગજી સૂરજીની કંપની. **મુંબઈ.**

**પ્રચારમાં સહાય.**

આ સંસ્થાના સાહિત્યપ્રચારના કાર્યમાં સહાયક કેટલાક સજ્જનોનાં નામ રહી ગયેલાં તે ધન્યવાદ સહિત નીચે અપાય છે.

રા૦ રા૦ ભટ્ટજી છોટાલાલ હરગોવિંદ **સરસપુર** (અમદાવાદ).

,, નથુ વિ૦ નેમીદાસ પરીખ **માંડવી.** (કચ્છ).

,, બાપુભાઈ નરભેરામ **ઓરેહા.** ના૦ રાજાબહાદુરના પ્રા. સેક્રેટરી.

,, પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર. **જુનાગઢ.**

,, ચીમનલાલ છોટાલાલ દેસાઈ. **હરર** ( એબિસીનિયા આફ્રિકા).

**પૂરાં ગ્રાહકો થયે કાગળો કેવા સારા વપરાય!**

વિવિધગ્રંથમાળાના રૂ. ૧॥ વાળા વર્ગમાં જે અનગ્લેજ કાગળો વપરાતા આવ્યા છે તે કરતાં આ પુસ્તક ચઢતી જાતના અને દોઢથી પોણાબે ગણી કિંમતના કાગળોપર છપાવવામાં આવ્યું છે; તેનું કારણ એજ છે કે ગ્રાહકોની યોગ્ય સંખ્યા (સવાપાંચ હજાર) પૂરી થતાં તેમાં કેવા સારા કાગળો વાપરવામાં આવશે તેનો વાંચક બંધુઓને ખ્યાલ આવે, અને તેઓ યોગ્ય સજ્જનોમાં માહિતી ફેલાવીને સ્થાયી ગ્રાહકોની વૃદ્ધિ માટે વધારે ઉદ્યોગી થાય.

**અનુક્રમણિકા** સ્થળસંકોચને લીધે પુસ્તકની છેવટે આપી છે.

**આ પુસ્તકની છૂટક વેચાણ માટે ત્રણ હજાર વધુ પ્રતો.**

વિવિધગ્રંથમાળાનાં બીજાં પુસ્તકોની પેઠે છૂટક વેચવાની બંધી આ ગીતામાં ન રાખવી પડે, અને તેને છૂટક ખરીદવા ઈચ્છનાર તેમજ સામટી પ્રતો દાન માટે યા લહાણી માટે લેવા ઈચ્છનારની સગવડ સચવાય, તે માટે તેની ત્રણ હજાર વધુ પ્રત છપાવવામાં આવી છે, અને તે સામટી રૂ. ૧ )ની ૧૪ ) તથા કપડાનાં પૂઠાંવાળી પ્રત ૭) લેખે વેચવા ગોઠવણ છે.

વ્યવસ્થાપક.

# નિવેદન.

દ્વિજ અને શૂદ્રને, ગૃહી અને ત્યાગીને, સ્ત્રી અને પુરૂષને, સર્વ કોઇને તેમની અજ્ઞાન જન્ય, મોહવશ, દુઃખી સ્થિતિને સમજાવનાર; તથા તે સ્થિતિમાંથી મુક્ત થઇ-જે સુખના જોટામાં બ્રહ્માંડમાંની કોઇ પણ વસ્તુસ્થિતિજન્ય સુખને મૂકી શકાય નહિ એવી-સર્વોચ્ચ સદોદિત જ્ઞાનાનંદમયી મોક્ષસ્થિતિને પ્રાપ્ત કરવાને તેમનામાંથી જે કોઇ સદ્ગુણ પૂર્વક ખરા હૃદયથી ઇચ્છે, તેવા દરેક પ્રાણીનો તે મહાન સ્થિતિ મેળવવાનો હક અને યોગ્યતા ખુલ્લી રીતે પ્રસિદ્ધ કરનાર; તથા તેની પ્રાપ્તિને માટે તેઓ સર્વની પ્રકૃતિને અનુકૂળ આવી જાય તેવા સીધા અને સ્વાભાવિક માર્ગો અને સિદ્ધાન્તોને પ્રબોધનાર મહાસમર્થ ઉપદેષ્ટા પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્માના પૂજ્ય ચરણકમળમાં અનેકાનેક પ્રણામ હો !

હે જગદ્ગુરો ! હે સત્ય પંથના નેતા ! હે સર્વાત્મા ! હે નિજાત્મા ! અમારી આ અજ્ઞાનજન્ય ભેદભાવનાઓ, અમારા આ રાગદ્વેષાદિ વિકારો, અમારા આ અનેકવિધ ક્લેશ કંકાસો, અમારી આ નિર્બળતાઓ, અમારી આ સ્વાર્થપરાયણતા, અમારી આ વિષયાંધતા, અને અમારા આ અધર્મો દૂર થવાને માટે આપના એ અજ્ઞાનટાળક, મોહવિદારક, દુઃખસંહારક **सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज** ઈ૰ મહા વચનોને જાણવાની જીજ્ઞાસા, વાંચવાની વૃત્તિ, સમજવાની શક્તિ અને માનવાની મતિ પ્રેરો ! તથા અન્ય સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક માત્ર ગ્રહણ કરવા યોગ્ય, શરણ થવા યોગ્ય ધર્મ તરીકે આપે ઉપદેશેલા તે નિષ્કામ કર્મયોગને-તે નિષ્કામ સ્વ ( વર્ણાશ્રમ ) ધર્મને સમજવાની શુધબુધ અને પાલન કરવાની પ્રબળ વૃત્તિ અમને આપો ! જે ધર્મને સાંખ્યના કષ્ટસાધ્ય માર્ગની અપેક્ષાએ માનવજાતિને માટે આપે સ્વાભાવિક, સુગમ અને સુખસાધ્ય કહ્યો છે; જે ધર્મનું સ્વલ્પ પણ પાલન થવાથી મનુષ્યોનું મહાન ભય-દુઃખથી તારણ થતું હોવાનું આપે ઉપદેશ્યું છે; જે ધર્મજ ખરેખરો ભગવદ્ધર્મ અને માનવધર્મ હોવાનું મહર્ષિઓ ઉપદેશી ગયા છે; અને જે ધર્મનું પાલન કરવાની આપની આજ્ઞા પાળ્યા વિના અમે આપને શરણ થયેલા કદી પણ ગણાઈ શકીએ તેમ નથી; તથા તેનું યથાર્થ શરણ લીધા વિના **अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥** એ

આપનાં અમર વચન પ્રમાણે અમારાં સર્વ પાપોનો નાશ કરી આપ અમને સર્વોપરિ મોક્ષપદને પમાડો એવી ઉદારતાનો લાભ મેળવવાનો અધિકાર અને સૌભાગ્ય અમે કદી પણ મેળવી શકીયે તેમ નથી; તે યોગ–તે ધર્મ–તે શરણતાને પ્રાપ્ત થવાની હે પરમાત્મન્! અમને ગતિમતિ આપો!!

જ્યાં સુધી આપે ઉપદેશેલાં એ મહા વચનોને–એ મહાન સત્યને–એ મહાન નિષ્કામ કર્મયોગને–એ મહાન ધર્મને–અનુસરવારૂપ આપની યથાર્થ શરણતાને અમે પ્રાપ્ત ન થઇએ; જ્યાં સુધી આપે ઉપદેશેલી સ્થૂળ વસ્તુસ્થિતિઓની અસારતાને ખરા હૃદયથી સમજીને તે વસ્તુસ્થિતિઓનો દુરૂપયોગ કરવાનું, તેની આવશ્યકતાઓ વધારવાનું અને તેના તરફ અયોગ્ય વર્તન કરવાનું અમે ત્યજીએ નહિ; જ્યાં સુધી તે સ્થૂલ પદાર્થોની કામનાઓ ત્યજીને સત્ય સુખમય, નિત્ય જ્ઞાનમય મોક્ષસ્થિતિજ અમારા પરમ લક્ષ્યરૂપે થઇને તે સ્થૂળ વિષયોની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં સમભાવરૂપ નિસ્પૃહતા અને નિષ્કામતા અમે રાખીયે નહિ; જ્યાં સુધી અમે "અમારૂં બધું તે આપનેજ અર્પણ છે." અને "આપજ અમારૂં સર્વસ્વ છો." "આપ શ્રીકૃષ્ણજ અમારૂં શરણ છો." (**श्रीकृष्णः शरणं मम**) એવી પોપટીઆ વાતોનેજ પઢ્યા કરીએ; અને ખરી રીતે તો આપનાં અન્ય અનેક અજ્ઞ, દીનદુઃખી બાળકો તરફ અમે સ્વાર્થી અને નિર્દયજ રહીએ; તથા જ્યાં સુધી અમારી તુચ્છ અહંતા મમતા, સ્વાર્થવૃત્તિ અને કામનાઓને અમે વધાર્યેજ જઇએ; ત્યાં સુધી હે નાથ! અમે આપને શરણ નહિ પણ આપથી વિમુખજ છીએ; ત્યાં સુધી અમે આર્યસંતાન નહિ પણ તે પવિત્ર પૂર્વજોના નામને લજાવનાર કુસંતાનોજ છીયે; ત્યાં સુધી અમે ભારતપુત્રો નહિ પણ તે મહાન અવતારોની પવિત્ર ભૂમિને ભાર મારનાર–અપવિત્ર કરનાર કપુતોજ છીયે; અને ત્યાંસુધી અમે આપની આજ્ઞા પાળનારા નહિ પણ પાળવાનો ઢોંગ કરનારા, અને મોઢાની ઈશ્વરશરણતાથી આપને અને જગતને ઠગવા માગનારા અધમ પાપીઓજ છીયે. હે દેવ! જ્યાં સુધી અમે એવાજ છીયે અને એવાજ રહીશું ત્યાં સુધી એ નિષ્કામ ધર્મની સમજણ અને પાલનાનું સુભાગ્ય, એ ધાર્મિકતા, એ શરણતા, એ નિષ્પાપતા અને એ મોક્ષ અમારે માટે ક્યાંથી? આપ ઉપદેશો છો તેમ અમારા જેવા ગુણકર્મવાળાઓને માટે તો આલોક–સ્થૂળ પદાર્થો પણ નથી તો હે પ્રભો! પરલોક અને મોક્ષની તો વાતજ શી! હે મહાગુરો! એ સૌભાગ્ય

અને એ ઉન્નતિ તરફ અમો અંધપરંપરાધારીઓને તો આપની નિત્યની કૃપાળુતાથી આપજ આકર્ષી શકો તેમ છો !

હે હૃષીકેશ ! હે મધુસુદન ! હે મુરારે ! હે દયાસાગર ! એ દયાળુતાને લીધેજ સર્વ શાસ્ત્રના, સર્વ સિદ્ધાન્તના દોહનરૂપ આ ગીતાશાસ્ત્રનું ગાન આપે ગાયું છે; એ દયાળુતાને લીધેજ અજ્ઞાન અંધકારમાં દુઃખી થતા અમો દેહધારીઓને સત્યનો સર્વોત્તમ માર્ગ દર્શાવનાર ગીતારૂપી આ મહા પ્રકાશિત જ્ઞાનજ્યોતિ આપે પ્રકટાવી રાખી છે. છતાં જેમ ઘુવડ સૂર્યને અહિતાવહ સમજીને પોતાની આંખો મીચી દે છે, તેમ અમે મોહવશ થઇને એ જ્ઞાનજ્યોતિની મહત્તા ન સમજીએ; અને તેના તરફ અમારાં ચર્મચક્ષુ તથા હૃદયચક્ષુઓ બંધ રાખીએ; તથા તેના જ્ઞાન પ્રકાશનો લાભ લઈ તેમાં ઉપદેશેલા સત્ય સુખને પંથે ન ચાલતાં તે અજ્ઞાનરૂપ અંધકારને લીધે અનિત્યને નિત્યરૂપ માનીયે, દુઃખને સુખરૂપ માનીયે, તથા અસારને સારરૂપ માનીયે, અને તેમ માનીને તેવા માયિક પદાર્થોની આસક્તિરૂપ ઊંડા ખાડાઓમાં ભટક્યા કરીને અનેક પ્રકારનાં દુઃખોને અનુભવીએ; તો તેમાં દોષ અમારોજ છે. ગીતારૂપી એ જ્ઞાનદીપકના પ્રકાશનો લાભ લઇને પરમ સુખમય સ્થિતિને પંથે પળવું કે તેના તરફ આંખો અને હૃદયને મીંચી દઇને અજ્ઞાન અંધકારમાં ભટકવું એ અમારા સત્યહિતને માટે આપે અમારાજ હાથમાં રાખ્યું છે.

એ જ્ઞાનજ્યોતિરૂપ, એ સમર્થ જગદ્ગુરૂ મહાયોગીશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માનાં મહાન ધર્મબોધક મણિમય વચનોના સંગ્રહરૂપ શ્રીમતી ભગવદ્ગીતાની યથાર્થ મહત્તાનું ગાન કરી શકવાના તથા મોહમાં ન પડતાં એ મહાગ્રંથ ભારતવાસીઓને જેમ બને તેમ સુલ્લભ થાય અને તેનો તેઓ બને તેટલો વધુ લાભ લઇ શકે એ ખાતે બની શકતો થોડો ઘણો યત્ન કરવો એજ વધારે ઇષ્ટ છે. આ માટે બાઇબલ સોસાઇટીના જેવી એકાદ ગીતા સોસાઇટી સ્થાપન થઈ, ઉદારાત્માઓની લાખોની ઉદારતાના યોગે દેશ વિદેશમાં દર વર્ષે તેની લાખો કરોડો પ્રતો ફેલાવવામાં આવે એ કાંઇ થોડા પુણ્યની પરોપકારની કે ઓછી અગત્યની વાત નથી. ગીતાની છેવટમાં ગીતાજ્ઞાનનો પ્રચાર કરવાની મહત્તા વિષે શ્રીકૃષ્ણ ભગવાન સ્વમુખેજ એવી મતલબનું કહે છે કે "આ પરમ ગુહ્યજ્ઞાનનો જે મનુષ્ય પ્રચાર કરશે તે મારી પરાભક્તિને પામીને મનેજ પામશે એમાં સંશય નથી. વળી પૃથ્વીના સર્વ મનુષ્યોમાંથી મારા પ્રત્યે વધારે પ્રીતિ કરનારો તેના જેવો બીજો કોઇ છે નહિ ને થનાર પણ નથી તેમજ મને પણ તે પુરૂષના જેવો અત્યંત વહાલો બીજો નથી.

સદ્ગ્રંથોના પ્રચાર માટે એવી મ્હોટી યોજનાઓ શ્ચી અમલમાં લાવવા તરફ યોગ્ય વિદ્વાનો અને ઉદારત્માઓ ખેંચાય તે અર્થેજ તે દિશામાં આ કામચલાઉ સંસ્થાનો પ્રાથમિક પ્રયત્ન છે. જેને અનુસરીને શ્રીમદ્ ભગવદ્-ગીતાની શ્લોક તથા સરળ અર્થવાળી ગીતાઓ જુદા જુદા કાગળ, પૂઠાં અને ટાઈપવાળી માત્ર ૦)– થી તે ૦ા સુધીની અત્યાર સુધીમાં તેણે પ્રસિદ્ધ કરેલી છે તથા થોડાજ સમયપર તે ગીતાનીજ એક ઉત્તમ અને વિસ્તૃત ટીકારૂપ **શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**નો ૯૯ ફોર્મનો મ્હોટો ગ્રંથ આ સંસ્થાએ (સામાન્ય આવૃત્તિ રૂ. ૧ાા= ઉંચી આવૃત્તિ રૂ. ૨)માં પ્રસિદ્ધ કરેલો છે.

હરકોઇ ગ્રંથનો વાંચાને નિત્યપાઠ કરવા કરતાં જો તે કંઠ કરી લઇને સ્વસ્થ ચિત્તે કરાય તો તે વિશેષ ફળદાયક છે.

પરન્તુ એવા વિષયો જો ગદ્યને બદલે પદ્યમાં હોય તોજ કંઠ કરવા અને રહેવા સુગમ પડે છે. આ ગીતા ગ્રંથ પણ પદ્ય (શ્લોક) માંજ છે. પરંતુ સંસ્કૃતનું જ્ઞાન હજારે એકાદને પણ ન હોવાથી અને તે ન હોય ત્યાં સુધી મુખ્ય આધાર તેના ભાષાન્તર ઉપરજ રાખવો પડતો હોવાથી ભાષાન્તર પણ જો પદ્યમાંજ હોય તો કંઠ કરનારને તેમજ કથા વાર્તાની પેઠે લલકારીને વાંચવા ઈચ્છનારને તે બહુજ સુગમ અને રસદાયક થઈ પડે છે.

ઈશ્વરકૃપાથી ગુજરાતી ભાષામાં એવાં કેટલાંક પદ્યાત્મક ભાષાન્તરો પણ થયાં છે. આ ભાષાન્તર પણ તેમાંનું જ એક છે અને તે માતરનિવાસી રા. રા. હરિલાલ નૃસિંહરામ વ્યાસ કે જેઓ હજી પણ હયાત છે, તેમણે સંવત ૧૯૪૫ માં રચેલું છે. જે તે સમયે નીકળતા "વિજ્ઞાન વિલાસ" નામે માસિકમાં પહેલવહેલું પ્રસિદ્ધ થયું હતું અને તે પછી તેની સ્વતંત્ર આવૃત્તિ સં. ૧૯૪૮ માં ભા. કર્ત્તાએ સ્વહસ્તે પ્રસિદ્ધ કરી હતી.

આ ભાષાન્તર કાવ્યદૃષ્ટિએ કેવું છે તેનો નિર્ણય તે વિષયના અનુભવીઓ પર રાખીને એટલું તો જણાવવુંજ જોઇએ કે તેને પદ્યાત્મક કરવામાં, અનુપ્રાસ ગોઠવવામાં, વિસ્તાર વધી જાય નહિ તેવી રીતે મૂળ શ્લોકોનો ભાવાર્થ તેમાંની કડીઓમાં ઉતારવામાં, તેમજ વાંચનારના સમજવામાં ઝટ આવી જાય એવું તેને સાદું અને સરળ બનાવવામાં તથા કઠિનતા જેવું જણાય ત્યાં ત્યાં ટીપ્પણો આપવામાં તેના કર્ત્તાએ જે પરિશ્રમ લીધો છે તે ધન્યવાદનેજ પાત્ર છે.

આ ખાતાની યોજના, સ્થિતિ અને સાધનોને અનુસરીને તેનું વર્તમાન ધોરણ એવું છે કે–જે જે ઉપયોગી નવીન રચનાઓ યા ભાષાન્તરો આ સં-

સ્થાને પૂર્ણ નિષ્કામતાથી યા નૂજ ઉપલક ખર્ચ બદલ માત્ર નામનો બદલો લઇને ઉદારતાથી આપવામાં આવે તેવી રચનાઓ; તેમજ અગાઉ નીકળી ચૂકેલી જે ઉપયોગી રચનાઓ વિશેષ પ્રચારાર્થે પુનઃ પ્રસિદ્ધ કરવાની સંમતિ પૂર્ણ નિષ્કામતાથી આપવામાં આવે તેવી રચનાઓજ છપાવીને બને તેટલી સસ્તી કિંમતે પૂરી પાડવાનું માત્ર તેનાથી બની શકે છે. જેથી આ ભાષાન્તરના કર્ત્તા 'માતર' નિવાસી **શ્રીયુત હરિલાલ નૃસિંહરામ વ્યાસ** એમને પણ આ ભાષાન્તરના અધિક પ્રચારાર્થે તેને પુનઃ પ્રસિદ્ધ કરવાની સંમતિ નિષ્કામતાપૂર્વક આપવા વિનતિ કરવામાં આવી હતી. જેનો તેમણે પૂર્ણ નિષ્કામતા અને અતિ આદરપૂર્વક સ્વીકાર કરીને આ ઉપયોગી રચના ગુર્જર વાંચક વર્ગની સેવામાં રજુ કરવાનો આ સુયોગ આપ્યો છે જે બદલ તે વર્ગ તરફથી તેમજ આ સંસ્થા તરફથી તેમને અતિ પ્રેમપૂર્વક ધન્યવાદ આપવામાં આવે છે.

આ ભાષાન્તર થવાના સમયની અપેક્ષાએ વાંચકવર્ગની ભાષા અને કેળવણીની વિશેષતા જોતાં તે સમયની કેટલીક ટીપ્પણીઓની હાલ વિશેષ અગત્ય નહોવી વિગેરે કારણથી ભા૦ ક૦ પાસેથી મેળવેલી છૂટનો ઉપયોગ કરીને તેમાં યથામતિ ફેરફાર કરવામાં આવ્યો છે, તેમજ ભાવાર્થ અને કવિતાના વિષયમાં પણ બનતી કાળજીથી તેવી છૂટનો લાભ લેવાયો છે.

ઉક્ત બાબતો કર્ત્તાની સમીપતા સેવીનેજ કરવાની મૂળ ધારણા હતી. પરંતુ સંસ્થાની ચાલુ પ્રવૃત્તિ આડે તેટલો અવકાશ ન મેળવી શકાયાથી તે કાર્ય માત્ર સ્વમતિ અનુસારજ કરવા બની શક્યું છે. જેથી મતિ-ભેદથી યા ન્યૂન આવડથી તેમાં કાંઇ દોષ જણાય તો તેમાં દોષ આ લખનારનો જ માનવાની; અને તેને સુધારીને વાંચવા ઉપરાંત ભાષાન્તર કર્ત્તા અથવા આ સંસ્થાને તે વિષે યોગ્ય સૂચના લખી જણાવી પુનરાવૃત્તિ પ્રસંગે સુધારણા કરવાનો સુયોગ આપવાની સુજ્ઞ વાંચકો પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

ભગવદ્‌ગીતાનું બીજું પણ એકાદ ઉત્તમ અને સમશ્લોકી ભાષાન્તર ઈશ્વરેચ્છા હશે તો અત્ર તરફથી પ્રસિદ્ધ થવા સંભવ છે.

આ ભાષાન્તરના કર્ત્તાએ શ્રીમદ્‌ અષ્ટાવક્ર ગીતાનું પણ આવા પ્રકારનું જ ભાષાન્તર તૈયાર કરીને આ પુસ્તકની સં. ૧૯૪૮ માં પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ સાથે એકજ પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યું હતું. ભવિષ્યમાં યોગાનુયોગે તે પણ વેદાન્તમાળામાં યા બીજી રીતે પ્રસિદ્ધ થવા સંભવ છે. ૐ **તત્‌સત્‌.**

સં. ૧૯૬૮ આશ્વિન શુક્લ પ્રતિપદા. 'મંત્રી'

# પ્રથમાવૃત્તિનો ઉપોદ્‌ઘાત.

**વ્યાસ મુનિએ** બનાવેલાં સર્વ શાસ્ત્રપુરાણોમાં **મહાભારત** એ સર્વોત્તમ પરમાર્થદર્શક શાસ્ત્ર છે; તેમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારેનો સમાવેશ થાય છે. એ મહાભારતના જ્ઞાનથી **જન્મેજય** રાજા અઢાર બ્રહ્મહત્યાઓથી મુક્ત થયા, એમ તેનું પ્રત્યક્ષ ફળાદેશ નિર્વિવાદ છે. તેનાં અઢાર પર્વમાં અઢાર અધ્યાય (સાતસો શ્લોક) તો **શ્રીભગવાને** સ્વમુખથી જે જ્ઞાન કહ્યું છે તે સકળ ગુણાલંકૃત પરમપૂજ્ય **શ્રીમદ્ ભગદ્‌ગીતા** પરમતત્વાર્થદર્શક જ્યોતિ છે. સર્વ ધર્મને સામાન્ય, ભરતખંડની સકળ પ્રજાને સર્વ પ્રકારે માન્ય તથા પ્રમાણરૂપ, સર્વ વિદ્વાનોને મનન કરવા લાયક અને સર્વ ઉપનિષદોનું દોહન ગીતારૂપી અમૃત જેવું દૂધ કયા સાધનસંપન્ન પુરૂષને સ્વાદ ન ઉપજાવે? **શ્રીકૃષ્ણ** જેવા **મહાત્મા** સમયાનુસાર જ્ઞાન આપનાર અને **અર્જુન** જેવા **મોક્ષાકાંક્ષી** પુરૂષ શિષ્ય થઇને સાંભળનાર, ત્યાં કાર્યસિદ્ધિ કેમ ન હોય? જે જ્ઞાનરૂપી શીતળ વૃષ્ટિથી **અર્જુનના** મનમાં લાગેલા વિષાદાગ્નિરૂપી દવ કેવળ નિર્મૂળ થઈ ગયા, અને સવળો પાસો પડ્યો; તો હરિ લોકે જરા પણ મોક્ષેચ્છાવાળાનો પાસો સવળો કેમ ન પડે? આ કિમતી જ્ઞાનનો પ્રસાર સમયાનુસાર થતો જાય છે. તે પ્રમાણે થતાં દેશી રાગમાં કથા કહેનારાઓને તથા ગાનતાનના શોખીનોને અનુકૂળ પડે એવું એક પણ ભાષાન્તર આજ સુધીમાં થયેલું મારી નજરે નહિ પડવાથી તથા એક મિત્ર (હાલ દાહોદ સ્કુલમાસ્તર પીપળાવ)ની પ્રેરણા ઉપરથી બનતી સરળતા આણીને આ **શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો પદ્યાત્મક ગ્રંથ** વાંચકવૃંદની સેવામાં મૂક્યો છે. આમા કેટલેક ઠેકાણે સંક્ષિપ્ત ભાવાર્થ લેવાથી શ્લોકાનુક્રમ મુકી શકાયો નથી, પણ સારગ્રાહીને તેથી અડચણ નડવાની નથી.

આ ભાષાન્તર કરવામાં રા. રા. બળદેવરામ કૃષ્ણરામ ભટ્ટનું પ્રસિદ્ધ કરેલું **શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું** મોટું પુસ્તક મને અતિ ઉપયોગી થઈ પડ્યું છે તેથી તેમનો આભારી થયો છું.

× × × × ×

આ પુસ્તક રચવાનો મારો પ્રથમજ પ્રયત્ન હોવાથી ભૂલચૂક રહી હોય તો તે સુજ્ઞ વાચકવૃંદ માફ કરશે, અને કૃપા કરી મને જણાવશે કે જેથી ઈશ્વરકૃપા હોય તો બીજી આવૃત્તિ પ્રસંગે સેવક સુધારો કરી શકે.

× × × × ×

**ઉમરેઠ-મુખ્ય સ્કુલ તા. ૪-૮-૯૨**
**સં. ૧૯૪૮ ના શ્રાવણ સુદી ૧૧ ગુરૂવાર.**

**હરિલાલ નૃસિંહરામ વ્યાસ.**
(કર્ત્તા.)

# ॥ श्रीमद्भगवद्गीता माहात्म्य–न्यास–ध्यान ॥

## ॥ अथ श्रीमद्भगवद्गीता माहात्म्य ॥

* गीताशास्त्रमिदं पुण्यं यःपठेत्प्रयतः पुमान् ॥
विष्णोःपदमवाप्नोति भयशोकादिवर्जितः ॥ १ ॥
गीताऽध्ययनशीलस्य प्राणायामपरस्य च ॥
नैव संति हि पापानि पूर्वजन्मकृतानि च ॥ २ ॥
मलनिर्मोचनं पुंसां जलस्नानं दिनेदिने ॥
सकृद्गीतांभसि स्नानं संसारमलनाशनम् ॥ ३ ॥
गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ॥
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥ ४ ॥

---

*અર્થ— સવૈયા.

પુણ્ય રૂપી આ ગીતાશાસ્ત્રને, જે જન યત્ન થકી પઢશે;
તે ભય શોકાદિથી છુટીને, વિષ્ણુના પદમાંહીં જશે. ૧
નિત્ય ગીતાનું કરે અધ્યયન, પ્રાણાયામ કરે નિત્યે;
પૂર્વ જન્મમાં કરેલ પાપો, તેનાં નહિજ રહે નિશ્ચે. ૨
નિત્ય કીધેલું જળસ્નાન તે, માણુસનો તનમેલ હરે;
(પણ) એકજવાર ગીતાજળસ્નાને, આખા ભવનો મેલ ટળે. ૩
ગીતા એકલી શુભ રીત ગાવી, બીજાં શાસ્ત્ર થકી શું જ થશે;
(કેમકે) **નારાયણુના** મુખકમળથી, એ પોતે નિકળેલજ છે. ૪

भारतामृतसर्वस्वं विष्णोर्वक्त्राद्विनिःसृतम् ॥
गीतागंगोदकं पीत्वा पुनर्जन्म न विद्यते ॥ ५ ॥
सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीताऽमृतं महत् ॥ ६ ॥
एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ॥
एको मंत्रस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा॥७॥*

ભારતનું સહુ અમૃત પોતે, નિકળ્યું છે વિષ્ણુ મુખથી;
એ ગીતા ગંગોદક પીતાં, જન્મ ફરી થાયેજ નહીં. ૫
ગાયો સહુ ઉપનિષદ રૂપી, દોનારા છે નંદકિશોર;
ગીતા રૂપી મા' અમૃત દૂધ છે, ભોક્તા વચ્છ સુપાંડુ કિશોર. ૬
શાસ્ત્ર એક છે કૃષ્ણ કથિત તે, દેવ એક દેવકીતન તેજ;
મંત્ર એક તે તણાંજ નામો, સેવા એજ કરમ પણ એક. ૭

---

* શ્રીમદ્ ભગવદ્ગીતાના શ્રવણપઠનના માહાત્મ્ય વિષે કવિ દયારામે પદ્મપુરાણ ઉપરથી "શ્રીમદ્ ભગવદ્ગીતા માહાત્મ્ય" નામનું પુસ્તક ગુજરાતીમાં કવિતારૂપે રચેલું છે. એના બીજા પદમાંથી નીચે ટાંકેલી થોડીક લીટીઓ વાંચવાથી ગીતાનું માહાત્મ્ય કેવું છે તે જણાઈ આવશે. શ્રી ભગવાને કમળા પ્રત્યે કહ્યું છે કેઃ—

શ્રીભગવદ્ગીતા તે મ્હારૂં, નિશ્ચે જાણ સ્વરૂપ;
તેનાં તુજને કહું હું સ્થાનક, સાંભળ વાત અનુપ. ૨૬
પંચ આદિ અધ્યાય રમા તે, મસ્તક મારૂં કહીએ;
દશ અધ્યાય પછી તે મારા, ભુજને સ્થાનક લહીએ. ૨૭

## ॥ अथ न्यासादिविधिः ॥

श्रीगोपालकृष्णायनमः ॐअस्यश्रीभगवद्गीतामालामंत्रस्य भगवान् वेदव्यासऋषिः ॥ अनुष्टुप्छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजं ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकं ॥

## ॥ अथ करन्यासः ॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ॥
नचैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥
पश्य मे पार्थ रूपाणि शतशोऽथसहस्रश इति कनिष्ठिकाभ्यां नमः ॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः

---

ત્યાર પછી જે ત્રણ રહ્યા તે, **ચરણ** માહરા જાણ;
શબ્દમય એ **સ્વરૂપ** મારૂં, તે સાંભળ નિરવાણ. ૨૮
એ ગીતા **એકો અધ્યાયજ**, અથવા **એકેક શ્લોક**;
અથવા **એકેક અક્ષર** ભાખે, શ્રવણ કરે કો લોક. ૨૯
સાંભળ **રમા** પરમ પદ તે જન, નિશ્ચે પામે મારૂં;
એ ગીતાનો અદ્ભૂત **મહિમા**, શી રીતે વિસ્તારૂં. ૩૦

ઈત્યાદિ૦ ઈત્યાદિ૦

## ॥ अथ हृदयादिन्यासः ॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः ॥
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् ॥
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥
पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेत्यस्त्रायफट् ॥

## ॥ अथ ध्यानम् ॥

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥
ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी ।
मंब त्वा मनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥
नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥
प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥
सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनं ॥
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥
भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहिनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥
पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥
मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥
यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै ।
वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

॥ इति ध्यानम् ॥

# શ્રીમદ્ ભગવદ્ ગીતા.

## મંગળાચરણ ( ચોપાયાની રીત. )

પંગુ પર્વતને ઓળંઘે, વાચા થાય મુઁગાને;
આપ તણી એ કૃપા ગણી નમુઁ, પરમાનંદ માધવને. ૧
નારાયણને નમસ્કાર કરી, નમી નરોત્તમ નરને;
સરસ્વતી દેવીને નમીને, પછીથી સજવો જયને. ૨
વસિષ્ટનપ્તા[૧] શક્તિ પુત્ર જે, પાપ રહિત છે વ્યાસ;
પુત્ર પરાશરનાને નમીએ, તપસાગર શુકતાત. ૩
વિષ્ણુ રૂપે વ્યાસજીને વળી, વ્યાસ રૂપે વિષ્ણુને;
બ્રહ્મવિધિને નમસ્કાર છે, નમુઁ વાસિષ્ટ પ્રભુને. ૪
ચાર વદન વિનાના બ્રહ્મા, બે કરના હરિ બીજા;
વિના ભાલ લોચનના[૨] શંભુ, છે ભગવન વ્યાસજી આ. ૫

## ગીતા પ્રસંગ ( રાગ ચાલુ. )

નક્કી કરીયું યુદ્ધ કરવાને, પાંડવ કૌરવ જ્યારે;
દેશ દેશના રાજા સર્વે, સૈન સહિત નિજ ત્યારે. ૧
એક બીજાને સહાય કરવા, કુરૂક્ષેત્રમાં આવ્યા;
મા'ભારતના યુદ્ધ તણો, આરંભ કરવાને ફાવ્યા. ૨
ત્યારે હસ્તિનાપુર મધ્યે, અંધ પિતા કૌરવનો;
કુરૂક્ષેત્રનું યુદ્ધ જાણવા, વિચાર મનમાં ઉપનો. ૩
ઇચ્છા પૂરી કરવા માટે, સારથી સંજય નામે;
દિવ્ય ચક્ષુ વ્યાસજીએ આપી, બેસાડયો તે ઠામે. ૪

---

૧ પુત્રનો પુત્ર, ( પૌત્ર ). ૨ કપાળમાં ત્રીજી આંખ.

## અધ્યાય ૧ લો—અર્જુન વિષાદયોગ. (રાગ ચાલુ).

ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે, લડવાને તૈયારી,—
કરતા મા'રા પુત્ર પાંડવો, કેવા કે' વિસ્તારી. ૧
સંજય કે'છે રાય સાંભળો, દુર્યોધન તેવારે;
પાંડવની વ્યૂહરચના દેખી, ગુરૂને[1] કે'છે ત્યારે. ૨
ડાહ્યે[2] મા' પાંડવસેનાની, વ્યૂહરચના કરી આજ;
શિષ્ય તમારે દ્રુપદ પુત્રે, તેહ જુઓ મહારાજ. ૩

( સવૈયાની રીતે. )

તે સેનામાં મોટા ધનુધર, અતિશૂરા ને મહા બળવાન;
વિરાટ યુયુધાન દ્રુપદ છે, યુધ્ધે ભીમાર્જુન સમાન. ૪
ધૃષ્ટકેતુ ને ચેકિતાનજ, કાશીરાજ પુરૂજીત તેમ;
કુન્તિભોજ ને શૈબ્યજ શૂરા, અજેય મ્હારથી જાણો એમ. ૫
પરાક્રમી યુધામન્યુ ઉત્તમૌજા તેમજ અભિમંન,
મહારથી સર્વે ભેગા છે, શૂરા દ્રૌપદી કેરા તંન. ૬
હવે આપણી સેના મધ્યે, પ્રસિદ્ધ નાયક છે તે જાણ;
તમેજ તેવા ભીષ્મપિતામહ, છે કૃપ તેમજ કર્ણ મહાન. ૭
અશ્વત્થામા વિકરણ ને વળી, સૌમદત્તિ[3] ને જયદ્રથ જેહ;
શૂરા જીવિત આશ તજીને, મુજ માટે આવ્યા છે તેહ. ૮
સેનાપતિ છે ભીષ્મપિતામહ, ગણે બેઉને સરખા જેહ;
તેથી પરિપૂરણ નવ જાણું, જોર આપાણું જાણો તેહ. ૯.
ભીમસેન છે શત્રુ મધ્યે, સેનાપતિ માટે મા'રાજ;
સંપૂરણતા તે પાસે છે, આપ સમાન નહીં બળ આજ. ૧૦.

---

૧ દ્રોણને. ૨ ડાહ્યાએ—બુદ્ધિમાને. ૩ સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા.

હવે તમે સર્વે જોદ્ધા જયમ, જોઈએ ત્યમ સ્વસ્થાને રહી;
ભીષ્મપિતાની રક્ષા કરજો, એમ કહે દુર્યોધન તહીં. ૧૧.
એવું સાંભળી દુર્યોધનને, હર્ષિત કરવા શંખ લઈ;
ભીષ્મપિતાએ સિંહજ નાદે, વગાડીઓ લાંબો સ્વર દઈ. ૧૨.
વાગ્યાં ભેરી શંખ નગારાં, રણુશીંગાં વાજાં તેથી;
અરજુન ને કૃષ્ણે પણ, કીધા શંખ તણા નાદો એથી. ૧૩.
ધોળા ઘોડાના રથપર રહી, પાંચજન્ય કૃષ્ણે દીધો,
અર્જુને સુરદત્ત વગાડયો, ભીમે પૌન્ડ્રનાદ કીધો. ૧૪.
અનંતવિજય યુધિષ્ઠિરે, સુઘોષને નિકુળે પુર્યો;
મણિ પુષ્પક સહદેવ વગાડે, કાશીરાજે નિજ ધર્યો. ૧૫.
શીખંડી ને ધૃષ્ટદ્યુમ્ન, વળી વિરાટ સાત્યકી આદિ જેહ;
દ્રુપદ રાજા, દ્રૌપદીપુત્રો, અભિમન્યુ ને બીજા જેહ. ૧૬.
પોતપોતાના શંખ વગાડયા, ઘોર થયા છે ત્યાં ઝાઝા,
પ્રતિધ્વનિ આકાશ પૃથ્વીમાં, થયે કૌરવો મન દાઝયા. ૧૭.
પછી લડાઈની તૈયારી થઈ, બાણ તો છૂટયાં જ્યાં;
ધનુષ ચઢાવી અર્જુન કે'છે, હૃષીકેશને પોતે ત્યાં. ૧૮.
બે સેનાની વચ્ચે રથને, ઊભો રાખો હે અચ્યુત;
દેખી લડનારાને જાણું, આ સાથે કરવું છે યુદ્ધ. ૧૯.
દુર્યોધનનું પ્રિય કરવાને, આવ્યા મુજ સામા જેઓ;
સારી રીતે જોઉં જેથી, ઓળખમાં આવે તેઓ. ૨૦.
રથ લીધો અરજુનનો કૃષ્ણે, બે સેના વચ્ચે ત્યાંથી;
કૃષ્ણ કહે પારથને આ જો, સા'મા શત્રુના સાથી. ૨૧.
ભીષ્મપિતા દ્રોણાચારજ ને, સુત મિત્ર કે મામા ભાઈ;
કાકા, દાદા, શ્વશુર, વગેરે, અરજુન પલળ્યો મન ગભરાઇ. ૨૨.

અરજુન બોલ્યો થઇ દયાળુ, ખેદ પરમ કરતો તે ઠાર;
સગાંવહાલાં સા'માં લડતાં, કંપારી છૂટે આ વાર. ૨૩.
મારાં અંગ શિથળ થાયે છે, મોં સૂકાય ધનુષ પડે;
રૂવાં ઊભાં થઇ બળ્યો બળ્યો થઉં, ચકડોલે મન મુજ ચડે. ૨૪.
યુધમાં મારી વા'લાને પછી, સુખ નહીં મુજને થાશે;
હત્યારો થઇ સુખ ભોગવતાં, મોત ભલું મુજને ભાસે. ૨૫.
રાજ્ય ન જોઇએ સુખ ન જોઇએ, રાજ્ય તણાં સુખ શા ખપનાં;
જેને સારૂ એ ઈચ્છું તે, મરવાને તૈયાર બન્યાં. ૨૬.
કોની સાથે સુખ ભોગવવું, પાછળથી રાજા થઇને;
બધે નઠારાં ચિન્હ દેખું છું, નહિ રહીએ સુખી થઇને. ૨૭.
ગુરૂ, પિતા, દાદા, ને પુત્રો, મામા, સસરા બંધેવી;
ત્રૈણે લોકનું રાજ્ય મળે પણ, ન હણું તો પૃથ્વી કેવી. ૨૮.
મારીને જો સુખ મળે તો, પણ દુષ્ટનો હત્યા લાગે;
સ્નેહી જાયે સુખ મળે નહીં, તે દોષજ શાથી ભાગે. ૨૯.
તે સમજે નહીં મનમાં તો પછી, ભલે હણે મુજને આજે;
સમજુ દોષ દુદે ત'નો હું, કરૂં પછીથી શા કાજે. ૩૦.
કુળક્ષયથી ધર્મ નષ્ટ થઇ, સ્ત્રી વ્યભિચાર અધર્મ કરે;
તેથી થયલા પુત્ર થકી પછી, સર્વ કુળ નરકે વિચરે. ૩૧.
શ્રાદ્ધાદિકની ક્રિયા નાશથી, પુર્વજ પણ નરકેજ પડે;
જાતિ ધરમ, ને કુળ ધરમનો, નાશક અવગતિએજ ચડે. ૩૨.
અહો, અરેરે પાપ કેવડું, મો'ટું કરવાનું ધાર્યું;
રાજ તણા સુખના લોભેથી, સ્વજનો હણવાનું ધાર્યું. ૩૩
જો એ મુજને શસ્ત્ર લઇને, કૌરવ મારે તો હું મરૂં;
યુદ્ધ ન કરવું નિશ્ચય કરીને, શાન્ત થઇ મનમાંહી ઠરૂં. ૩૪

એમ કહી શોકાતુર થાતાં, બાણ ધનુષ દીધાં નાંખી;
ભર સેનાની વચ્ચે રથમાં, બેઠો પારથ એ ભાખી. ૩૫
સંજય કે'છે ધૃતરાષ્ટરને, એવી વાત બની જ્યારે;
ભગવત ગીતા મધ્યે પૂરો, પ્રથમાધ્યાય થયો ત્યારે. ૩૬

**દોહરો.**

રાજ્ય સુખ સર્વે તજે, વિપરીત થયે સુજન;
કે' હરિલાલ વિચારજો, પારથનાં સુવચન.

---

## અધ્યાય બીજો—સાંખ્યયોગ.

**દોહરો.**

પરમેશ્વરને પ્રેમથી, કરી પ્રથમ પ્રણામ;
કહું અધ્યાય બીજો હવે, સાંખ્યયોગ જે નામ.

**ચોપાઈ ત્રણ તાળની.**

સંજય કે'છે અરજુનનું વચન, કૃષ્ણે સાંભળીયું દેઈ મન;
દયાવાન સજળ નેત્ર વેષ, દુઃખ જોઈ બોલ્યા હૃષીકેશ.[1] ૧
અરે બાપ અરજુન આવી વાત, આવે સમયે ક્યાંથી કાઢી તાત;
અપકીર્તિ ને નરક પમાડે, મૂર્ખ જન આવું કરવાનું ધારે. ૨
તજ હીનતા બાયલાપણું, તા'રા જેવાને શોભે ન અણુ;[2]
નિંદક દુર્બળપણું તજ ભાઈ, શત્રુ સામા કરો રે ચડાઇ. ૩
ત્યારે અરજુન કે' એ અકાર્ય,[3] સામા ભીષ્મપિતા દ્રોણાચાર્ય;
પૂજ્ય પર યુદ્ધ માંહી આવાર, કરૂં બાણનો કેમ પ્રહાર. ૪

---

૧ સમસ્ત ઇંદ્રિયોને નિયમમાં રાખનાર કૃષ્ણ. ૨ જરા પણ. ૩ અયોગ્ય કામ, ન કરવા લાયક.

અતિ પૂજ્ય ગુરૂનેરે હણવું, તેથી સારૂં ભીખી પેટ ભરવું;
તેમને મારી લોહી વાળું ધન, રાજ્ય ભોગવવું રે ભવન. ૫
વળી જીતીશ કે હું હારીશ, માર્યા પછી યુદ્ધ માંહી મરીશ;
એમાંનું એકે સમજાતું નથી, ત્યારે શા માટે વઢવું સરવથી. ૬
કૃપણતાએ સ્વભાવ ફર્યો છે, માટે પૂછુંછું માર્ગ કયો છે;
ધર્મ સંકટ હરો મહારાજ, શિષ્ય થઈ શરણે આવ્યો આજ. ૭
નિષ્કંટક રાજ્ય આ મળશે, કદી દેવતાનું પણ ભળશે;
પણ દેહ દાહક આ શોકને, સમાવે એવું નહીં મળે મુજને. ૮
મા'રી બુદ્ધિ ફરી ગઈ આ વાર, મા' યુદ્ધ નથી કરવું લગાર;
ત્યારે એ સેના વચમાં રહીને, કૃષ્ણ બોલ્યા છે હાસ્ય કરીને. ૯
અર્જુન જેહનો શોક ન કરવો, તે'નો શોક કરે છે તું ગરવો;
અને બોલે છે પંડિત જેવો, પણ શોક કરે નહીં તેઓ.[1] ૧૦
મુવા જીવતાનો લગાર, શોક ન કરે પંડિત કો વાર;
આપણે અને આ રાય જેહ, પ'લાં થયલા ને વળી થાશે તેહ. ૧૧
જેમ ફરતી આ દે'ની[2] અવસ્થા,[3] દેહાન્તર થાય તેમ સરવથા;
જાણે એ'વું જે તે ન મુંઝાય, બીજા શોક કરે છે વૃથાય. ૧૨
દેહે અડકયાથી ઉનું ટાઢું લાગે, જાય આવું કે સુખ દુઃખ ભાગે;
એવી રીતે સુખ દુઃખ અનેક, જાય, થાય, મિથ્યા છે છેક. ૧૩
માટે સુખ દુઃખ સેહે તું એહ, ધીરને ન મુઝાવે તેહ;
જેને સુખ દુઃખ સરખું લાગે, તે'નો મોક્ષજ થાય છે આગે. ૧૪
મન કલ્પિત વસ્તુ ન સાચી, નષ્ટ થાય તુરત એવી કાચી;
સત્ય વસ્તુ અવિનાશી હોય, તત્વવેત્તા જાણે ભેદ કોય. ૧૫
જેણે નીપજાવ્યું આ સરવેને, અવિનાશીજ જાણ તું તેને;

૧ પંડિતો. ૨ શરીરની. ૩ બાલ્યાવસ્થા, યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા.

કોઇ શક્તિવાળો નથી એવો, તેને હણવાને તો તું તે કેવો. ૧૬
સત્ય ને અવિનાશી છે જેહ, દુઃખથી પણ ન જણાય તેહ;
એ'વા આત્માનું ઢાંકણુ દેહ, નકી નાશવાળો છે તેહ. ૧૭
માટે સમજીને શોક તુ હરની, ઉઠ ભાઇ તુ યુદ્ધજ કરની;
આત્માને જે જાણે મારનાર, [1]એહ મુઓ એવું ધારનાર. ૧૮
એવા બેય ન જાણે એહ, મારે નહીં ને મરાય ન તેહ;
આત્માને જન્મ મરણ ન થાય, થયોછે કે થશે ન કે'વાય. ૧૯
સર્વદા એક રૂપે હયાત, જૂનો આત્મા છે તે વિખ્યાત;
દેહ મરવા છતાં તે ન મરે, પછી શોક તું શાને કરે. ૨૦
આત્મ અવિનાશી[2] જન્મ રહિત, જાણે નિત્ય,[3] અવ્યય[4] જે ખચીત;
(હે) અર્જુન, તે કયમ મારશે મરશે, જાણનારો ન એવું વદશે. ૨૧
જેમ જન વસ્ત્ર જૂનાં તજે છે, નવાં શરીર પર તે સજે છે;
તેમ જૂનું શરીર તજે છે, જીવ નવું શરીર ધરે છે; ૨૨
નથી કાપતું આત્માને શસ્ત્ર, નથી બાળતો અગ્નિ સમસ્ત;
કો'વરાવી શકે નહીં પાણી, વાયુ સૂકાવતો નથી જાણી. ૨૩
માટે છેદાય કે બળે નહીં તે, નવ કોહે સુકાયજ નહીં તે;
સર્વ સ્થળમાંહી નિત્ય અચળ, ન દેખાય ચિંતવ્યો[5] અફળ. ૨૪
નિર્વિકાર[6] આત્માને જાણ્યો, તોય શોક અયોગ્ય તેં આણ્યો;
છતાં સમજાય નહીં કદિ તને, જાણે તન સાથ આત્માય મરે. ૨૫
તોય પણ શોક શાને કરે છે, જન્મ્યું તેહ તો નિશ્ચે મરે છે;

૧ આત્મા. ૨ નાશ રહિત. ૩ સર્વ કાળમાં રહેનાર. ૪ ફેરફાર ન થાય તેવો. ૫ ચિંતવન કરી શકાય નહિં એવો. ૬ કશાથી વિકાર ન પામે એવો.

મરનારને જન્મ ફરી છે, રીતી એવી સદાની તુ પ્રીછે. ૨૬
પ્રાણીની જન્મ પે'લાંની વાત, નથી જાણીતી કોઈની તાત;
મરવા સુધીનું સરવેએ જાણ્યું, પણ પછીનું સર્વ અજાણ્યું. ૨૭
માટે તેહનો શોક શો કરવો, જાણ અરજુન મિથ્યા એ ધરવો;
કોઇ આશ્ચર્ય જેવો દેખે છે, કોઇ કે'છે ને કોઈ સૂણે છે. ૨૮
વાત કે' સાંભળે ને દેખાય, પણ કોઇને ખરૂં ન જણાય;
સર્વના દેહમાં અવિનાશી, આત્મા નિત્ય રહ્યો છે પ્રકાશી. ૨૯
માટે સર્વે પ્રાણી તણો શોક, તને ઘટતો નથી એ છે ફોક;
વળી તું તા'રો ધર્મ તપાસ, ક્ષત્રીને કંપ[1] જોઇ વિમાસ.[2] ૩૦
ક્ષત્રીને યુદ્ધ ધર્મ છે મોટો, એ વિના બીજો આચાર ખોટો;
તા'રી ઇચ્છા સ્વર્ગની જો હોય, તો તે યુદ્ધમાં મળશેજ તોય. ૩૧
ભાગ્યશાળી ક્ષત્રીને આ વાર, યુદ્ધ આ મળીયું નિરધાર;
માટે યુદ્ધ ધરમ નહિ કરશો, સ્વર્ગ, ધર્મ ને કીર્ત્તિ, જશે. ૩૨
વળી પાપી, અધર્મી, તું થાશે, અપકીર્ત્તિ, અખંડ ગવાશે;
અપકીર્તિ છે મરણથી ભારે, બી'ને નાઠો કે'શે લોક ત્યારે. ૩૩
જેના મનમાં છે તા'રી મોટાઇ, આથી જાણશે તે લઘુતાઇ;
શત્રુના બોલ હૃદયે ચચરશે. તારા શૂરની નિંદા પ્રસરશે. ૩૪
એથી બહુ દુઃખ તે તને કયું, માટે સ્વર્ગ કે રાજ્ય આ રહ્યું;
મુવે સ્વર્ગ, ને જીત્યે છે રાજ્ય, માટે ઉઠી કરો યુધ કાજ. ૩૫

## રાગ કાળીંગડો.

લાભ, અલાભ, ને સુખ, દુઃખ સરખાં, જીત ને હાર સમાનરે;
જાણી યુધ કરવાને તૈયાર થાતાં, દોષ ન લાગે સુજાણરે. ૩૬

---

૧ યુદ્ધથી ડગવું તે. ૨ પસ્તાવો કર.

સાંખ્ય માર્ગ[1]ની વાત જે એવી તુજને કહી નીરધારરે;
(હવે) યોગમાર્ગ[2]ની બુદ્ધિ સુણીને, કરમ બંધ તજનારરે. ૩૭
નિષ્કામ[3] કર્મ છે ફળનું જ દાતા, દોષ ન લાગે તેથીરે;
થાય જરાય નિષ્કામ કરમ તોંય, ભાગે મોટો ભય એથીરે. ૩૮
નિશ્ચિત[4] પુરૂષમાં એકજ બુદ્ધિ, નિશ્ચયની કરનારરે;
બુદ્ધિ અનંત ને ફાંટા ઘણા છે, અનિશ્ચિત[5] ફરનારરે. ૩૯
વેદવાદી થઈ અલ્પમતિ જન, સ્વર્ગના સુખને ઇચ્છેરે;
આત્મ જ્ઞાનના મોક્ષ થકી પણ, અસ્થિરને[6] ઘણું પ્રીછેરે. ૪૦
અમૃત પી અજરામર થઇએ, ભોગવીએ સુખ ભોગરે;
જન્મ કરમ દેની ભોગ ઇચ્છાથી, નહિ મળે તેમને યોગરે. ૪૧
અનિશ્ચિત પુરૂષની બુદ્ધિ એ, અરજુન ઉરમાં આણરે;
જે ત્રણ[7] ગુણને વેદ પ્રમાણે, તજ તેહને તું સુજાણરે. ૪૨
દ્વંદ્વ[8]રહિત નિત્ય સત્વગુણી થઇ, યોગક્ષેમ તજી ચિત્ત જીતરે;
વાવ, કૂવા, ને તળાવ આદિકથી, કામ જે થાય અચીતરે; ૪૩
જળ ભરપુર સરોવરમાં પણ, હાલજ તેટલું હોયરે;
તેમ વેદમાં પણ બહુ જ્ઞાની, સર્વ કર્મને જોયરે. ૪૪
કર્મ કરવાનું કામ છે તારૂં, નહિ ફળમાં અધિકારરે;
માટે તું ફળ તણી આશ તજીને, કર્મજ કર નીરધાર રે. ૪૫
કર્મ કરી ફળ પામવા માટે, હઠ ન કરીશ કદાપીરે;
ફળની આશાએ જો કર્મ કરીશ તો, થૈશ દુઃખી અને પાપીરે. ૪૬

---

૧ જ્ઞાનમાર્ગ–જ્ઞાનયોગ. ૨ કર્મ માર્ગ–કર્મયોગ. ૩ ફળની ઇચ્છા વિનાનું. ૪ નિષ્કામી. ૫ સકામ કર્મ કરનારો. ૬ સ્વર્ગાદિ સુખને. ૭ સત્વ, રજ, ને તમ. ૮ સુખ અને દુઃખ.

સમચિત્ત[1] થઈ, અભિમાન તજીને, સ્વધર્મ કર્મ કરાયરે;
સિદ્ધિ અસિદ્ધી રૂપી ફળોને, સરખાં મનમાં ગણાયરે. ૪૭
તેહ સમાન પણાને રે ભાઈ, બુદ્ધિયોગ તું જાણરે;
ફળની આશાએ કામ કરવું તે, નીચમાં નીચ પ્રમાણરે. ૪૮
માટે બુદ્ધિયોગ ધારણ કરતું, તે વણ છે અતિ દુઃખરે;
યોગી શુભાશુભ કર્મે ન લેપાય, યોગીમાં થા તું પ્રમુખરે. ૪૯
કર્મમાં કુશળતા એજ યોગ છે, લાગ્ય માટે તું તે કામેરે;
ફળ ઇચ્છા તજી કર્મ કરનારો, મુક્ત મોક્ષ પદ પામેરે. ૫૦
જ્યારે અંતરનો મળ[2] તારો ખસશે, થાશે સુબુદ્ધિનો માગરે;
સૂણ્યાં સૂણવાનાં ફળ ત્યારે જાણી, થાશે તુજને વિરાગરે. ૫૧
શાસ્ત્ર સાંભળવાથી શંકિત થયલી બુદ્ધિ નિશ્ચળ થાયરે;
પ્રભુ ધ્યાનમાં નિશ્ચળ રે'તાં, તુજથી તત્વજ્ઞાન પમાયરે. ૫૨
અર્જુન કે'છે સ્થિર બુદ્ધિવાળો, હોય કેવો હૃષીકેશરે;
ધ્યાની[3] વદે શું ને કેમ રહે તે, ચાલે તે કેમ હમેશરે. ૫૩
ભગવાન કે'છે હે પારથ સાંભળ. કહું તુજને એ વિચારરે;
સર્વે વાસના મનથી તજે જે, સંતોષી પોતે અપારરે. ૫૪
પોતે પોતાનામાં સંતોષ પામે, દુઃખમાં કદી ન મુંઝાયરે;
સુખેચ્છા, ને નહિ પ્રીતિ, ભય, ક્રોધ, તે સ્થિર બુદ્ધિ કે'વાયરે. ૫૫
સારૂં મળ્યે જે વખાણ કરે નહિ, ખોટાથી નિંદા ન સ્હાયરે;
દ્વેષ, આનંદ, ને લોભ નહિ કંઇ, તે સ્થિર બુદ્ધિ કે'વાયરે. ૫૬
કાચબો જેમ શરીર સંકોચે, જો કાંઇ અડચણ થાયરે;
ત્યમ પાછી ખેંચે વિષયથી ઈંદ્રિયો, તે સ્થિર બુદ્ધિ કે'વાયરે. ૫૭

---

૧ સુખદુઃખમાં સમભાવ પાળો. ૨ મોહ, મમતા રૂપી અવિવેકનો મેલ, અથવા રજોગુણ ને તમોગુણ રૂપી મેલ. ૩. સમાધિમાં રહેલો.

(કેટલાક) ખાવા પીવા ન મળ્યાથી પ્રાણીઓ, વિષયથી છૂટા હોયરે;
માટે કેવળ વિષય ત્યાગીને, 'સ્થિર બુદ્ધ' કે' નહિ કોયરે. ૫૮
વિષયની વાસના મૂળમાંથી જાય તો, સ્થિર બુદ્ધિ તે'ની કે'વાયરે;
મનને ઇંદ્રિઓ, જીતાય ન એ'વી, જ્ઞાનીનું મન પણ જાયરે. ૫૯
તે સરવેને તાબે કરીને, સાવધાન આતમજ્ઞાનેરે;
જેને ઈંદ્રિઓ વશ છે પોતાની, સ્થિર બુદ્ધિ તેહને જાણેરે. ૬૦
વિષયને યાદ કર્યાથી મળે તે, મળવાથી પ્રગટે છે કામરે;
કામથી ક્રોધ, ને ક્રોધથી મોહ છે, મોહે સ્મૃતિ રે' ન નામરે. ૬૧
સ્મૃતિના નાશથી બુદ્ધિ રહે નહિ, બુદ્ધિ વિના થાય નાશરે;
દ્વેષ પ્રીતિ, વિનાની ઈંદ્રિયોથી, ચિત વશ કરી નિજ પાસરે. ૬૨
એ'વો પુરૂષ વિષયોભોગે તોય, ચિત્ત પ્રસન્નતાને પામેરે;
તે સુખથી દુઃખ સરવેજ ભાગે, ચિત્ત પ્રસન થૈ વિરામેરે. ૬૩
ચિત્ત પ્રસનતાથી બુદ્ધિ બ્રહ્મમાં, અતિ દૃઢ અરજુન થાયરે,
ઈંદ્રિઓ વશ વિના બુદ્ધિ નથી ને, બ્રહ્મની ભાવના જાયરે. ૬૪
નહિ ભાવના વિના શાન્તિ જરી ને, શાન્તિ વિના સુખ ક્યાંથીરે.
ઈંદ્રિઓમાં મન ભમતું રહે તો, બુદ્ધિ ફરે જ્યાંથી ત્યાંથીરે. ૬૫
વારિનિધિમાં[1] પવનથી તણાયે, બુદ્ધિને ઇંદ્રિઓ તાણેરે;
માટે ઇંદ્રિય, મન, વિષયથી વાળે, સ્થિર બુદ્ધિ તેને જાણેરે. ૬૬
સર્વ પ્રાણીની જે રાત્રી[2] કહાવે, યોગીઓ[3] જાગે તેમાંરે;
યોગીઓની તે રાત્રી[4] કહાવે, પ્રાણીઓ જાગે જેમાંરે. ૬૭
અનેક નદીઓના જળથી નિધિ જ્યમ, વધતો નથી તે લગારરે;
તેમ વિષયથી જે મલિન ન થાયે, તેહ તો મોક્ષ જનારરે. ૬૮

---

૧ સમુદ્રમાં. ૨ હું બ્રહ્મરૂપ છું એવી બુદ્ધિ અજ્ઞાનીને અજાણી હોવાથી રાત્રી રૂપે છે. ૩ ઇંદ્રિઓને નિયમમાં રાખનાર. ૪ અવિદ્યા રૂપ.

સર્વ કામના ત્યાગ કરીને, મમતા રહીત જે થાયરે;
મોહ, સ્પૃહા, ને અહંકાર તજતાં, પુરૂષ તે મોક્ષે જાયરે. ૬૯
બ્રહ્મવેત્તાની એ સ્થિતિ જાણવી, મળતાં ન મોહ તે પામેરે;
મરતી વેળા પણ એ સ્થિતિ થાતાં, પાર્થ, તે મોક્ષે વિરામેરે. ૭૦

દોહરો.

અર્જુનને કૃષ્ણે કહ્યું, સંજય કે' સુણ રાય;
ગીતાનો પૂરો થયો, બીજો આ અધ્યાય. ૧
ઉત્સુક થઈને પૂછતાં, કરવો શુભ ઉપદેશ;
હરીલાલ કે' સાંખ્યનો, કૃષ્ણે કહ્યો ઉદ્દેશ. ૨

## અધ્યાય ૩ જો–કર્મયોગ.

દોહરો.

જગત નિયંતા દેવને, પ્રેમે લાગી પાય;
કર્મયોગના નામથી, કહું ત્રીજો અધ્યાય. ૧

(વળતી લાડકડીને શણગારી રે, પીઠી ચોળીને પાટ બેસારીરે, એ રાગ.)
કહે અરજુન હે ભગવાન રે, અતિ સારૂં કહો (છો) તમે જ્ઞાનરે;
કર્મ (ને) જ્ઞાનથી હલકું જણાવો રે, ત્યારે યુદ્ધ મને શે કરાવો રે.૨
ઘણા ઘોર કરમને કરાવો રે, મીઠી વાણીએ બુદ્ધિ ભમાવો રે;
જેથી કલ્યાણ થાયજ મા'રૂં રે, તે'વું નિશ્ચે કરી કહો સારૂં રે. ૩
ત્યારે ભગવાન બોલ્યા વાણ રે, પાપ રહીત તું પારથ જાણ રે;
નિષ્ટાના માર્ગ બે તને કીધા રે, જ્ઞાનને કર્મ યોગ બે [1]સીધા રે. ૪
કર્મ કર્યા વિના જ્ઞાન ન પામે રે, ચિત્તશુદ્ધિ કરમથી જામે રે;

---

૧ જ્ઞાનયોગ, અને કર્મયોગ એ.

ચિત્તશુદ્ધિ વિનાનો સંન્યાસ રે, કદિ સિદ્ધિ[1] ન મેળવે પાસ રે. ૫
ક્ષણ કર્મ વિના રે' ન કોઇરે, કરે કાયા, વાચા મન પ્રોઇ રે;
સત્વ, રજ, તમ, માયાના ગુણો રે, તેહ કર્મ કરાવે છે, સુણો રે. ૬
મન વિષયનું ધ્યાન ધરે છે રે, વશ ઇંદ્રિઓને જે કરે છે રે;
નથી વિષયથી રે'તો તે દૂર રે, તેને કહીએ પાખંડી જરૂર રે. ૭
માટે મન સુદ્ધાં ઇંદ્રિઓ જીતી રે, કર્મ આસક્તિ[2] રહિત પછીથી રે;
કરે[3] ઇંદ્રિઓથી પણ મુનિ રે, શ્રેષ્ઠ કે'વાય તે અર્જુન રે. ૮
નીયમેલાં[4] કરમ કર વારૂ રે, અકરમથી કરમ છે સારૂં રે;
કર્મ કરશે નહિ જો આ કાળે રે, દેહ વે'વારતો નહિ ચાલે રે. ૯
કર્મ કરતાં ફળેચ્છા જો થાય રે, તો તે કર્મથી આપ બંધાય રે;
માટે પારથ કામના છોડી રે, રહે સ્વધરમ કર્મમાં જોડી રે. ૧૦
પ્રજાપતિએ પ્રજા કરી જ્યારે રે, સૌને ધર્મ સોંપી દીધા ત્યારે રે;
એહ ધર્મથી બુદ્ધિ મળશે રે, વળી સર્વે મનોરથ સરશે રે. ૧૧
એથી દેવોને તૃપ્તી પમાડો રે, દેવ તમને આપે સારો દા'ડોરે;
એમ એક બીજાની ખુશીમાં રે, તમે પરમ કલ્યાણને પામો રે. ૧૨
યજ્ઞ થકી જે પ્રસન્ન થયા દેવો રે, મન વાંચ્છીત આપશે તેઓરે;
પણ આપે ન દેવોને ભાગ રે, તેનો ચોર સમાન સોહાગ[5]રે. ૧૩
ખાય યજ્ઞનું શેષજ અન્ન રે, તેઓ સંત બધા છે પાવન રે;
જે પોતાને માટે અન્ન રાંધે રે, પાપ રૂપ[6] પોતે પાપ બાંધે રે.૧૪
અન્નથી ઉપજે સહુ પ્રાણી રે, વરસાદથી અન્ન પ્રમાણી રે;
વરસાદ તો યજ્ઞથી થાય રે, યજ્ઞ કર્મ થકીજ કરાય રે. ૧૫
કર્મ બ્રહ્મમાંથી થાય ભાઈ રે, બ્રહ્મ, અક્ષરને ન જુદાઇ રે;

૧ મોક્ષ મળે એવી જ્ઞાન નિષ્ઠારૂપ સિદ્ધિ. ૨ ફળની ઇચ્છા. ૩ કર્મ કરે. ૪ શાસ્ત્રમાં કહેલાં કર્મ. ૫ વૈભવ. ૬ પાપ રૂપ છે તે અન્ન.

માટે સર્વ વ્યાપક નિત્ય બ્રહ્મ રે, રહ્યું યજ્ઞને ઠામે એ કર્મ રે. ૧૬
પાપી પુરૂષો ઇંદ્રિય વશ થાય રે, નહીં પ્રવૃત્તી ચક્રે [1]ચલાય રે;
તેનું જીવવું પાપે ભરેલું રે, જાણ પારથ એમ થએલું રે. ૧૭
જેહ આત્મામાં પ્રીતી રાખે રે, જેનો આત્મા તૃપ્તી દાખે રે;
જેને આત્મામાં સંતોષ થાય રે, તેને કર્તવ્ય નહિજ જરાય રે. ૧૮
તેહ કર્મ કરે તોય શુંય રે, ન કરે તો ન બગડે કશુંય રે;
પ્રાણીઓમાં ન અર્થ સંબંધ[2] રે, તેને કોઇનો કાંઈ ન બંધ રે. ૧૯
માટે વાસના છોડીને મનની રે, નિત્ય કરવાનું કામ આચરની રે;
વાસના વિના કર્મ જે કરશે રે, તેહ પુરૂષ તો મોક્ષે વિચરશે રે. ૨૦
કર્મથીજ મળી છે સિદ્ધીરે, જનકાદિકની એ પ્રસિદ્ધીરે;
તેથી લોકના હિતને માટરે, તા'રો કર્મ કરવાનો છે ઘાટ[3] રે. ૨૧
જેવું જેવું મો'ટા જન કરશેરે, તે'વું તે'વું બીજા આચરશેરે;
મો'ટાઓનું કરેલું જે કામરે, ના'ના જોઇ ઠરે તે ઠામરે. ૨૨
નથી કર્તવ્ય મા'રે ત્રિલોકેરે, ન મળ્યું એવું મળવાનું એકે રે;
નથી, તોપણ અર્જુન હુંય રે, કર્મ કરતો સદા રહું છુંયરે. ૨૩
જો હું કર્મમાં આળસ રાખુંરે, તે'વું તુર્ત કરે જગ આખુંરે;
જો હું કર્મ કરૂં ન કદાપીરે, (તો) બધી પ્રજાનો થઉં પાપીરે. ૨૪
સહુ લોકનો રે' નહિ ઠારરે, મને કે' વર્ણસંકર કાર[4] રે;
કરે અજ્ઞાની ફળની ઇચ્છાએરે, જેવાં કર્મ પુરૂષ મન ચ્હાયેરે. ૨૫
તેમ લોકના કારણ જાણીરે, ફળ ઇચ્છા વિના કરે જ્ઞાનીરે;
કર્મ આસક્ત જનની બુદ્ધીનેરે, નહિ ભેદતાં આપે સિદ્ધીનેરે. ૨૬
મો'ટા કર્મ કરી સારી રીતરે, તેમાં મૂઢને ઉપજાવે પ્રીતરે;

૧ સૃષ્ટિ ક્રમમાં. ૨ હેતુ કે પ્રયોજન. ૩ શોભા. ૪ કરનાર.

ક્રીયમાણ ને કર્મો કરાયરે, સહુ પ્રકૃતીના ગુણે[1] થાયરે. ૨૭
(પણ)અહંકારે જે મૂઢ બને છે રે, કર્મ કર્ત્તા પોતાને તે પ્રીછેરે;
તત્વવેત્તા જે અરજુન હોયરે, ગુણ કર્મને જુદાં તે જોયરે. ૨૮
પ્રકૃતીના ગુણો કરે કામ રે, એમ જાણી પીડાય ન નામ[2]રે;
પ્રકૃતિના ગુણે મૂઢ થયલારે, ગુણ કર્મમાં દુઃખે ઘેરાયલારે. ૨૯
એવા મૂર્ખને જ્ઞાની એ જાણીરે, ન ચળાવવો કર્મ પ્રમાણીરે;
માટે સરવ કરમ આપ્ય મુજનેરે, એકાગ્રહ ચિત્ત કર કહુ તુજને રે.૩૦
આશા, મમતા, ને મનતાપ, શોકરે, તજીને યુદ્ધ કર ભાઈ નોખ[3] રે;
જેહ શ્રદ્ધાથી મા'રા આ મતનેરે, અનુસરશે તજીજ મમતનેરે. ૩૧
તેઓ કર્મથી ઝટ્ટ મુકાશેરે, નહિ તો મોક્ષ સ્વર્ગથી તજાશેરે;
તુચ્છ માનીને મત નહિ ઝાલેરે, સર્વ જ્ઞાન વિવેક ન ચાલેરે. ૩૨
જ્ઞાની પણ નિજ પ્રકૃતી પાળેરે, સર્વ પ્રાણી પ્રકૃતીએજ ચાલેરે;
ત્યારે પ્રકૃતિ કેમ રોકાશેરે, ભાઈ પારથ કાંઈ તને ભાસેરે. ૩૩
સર્વ ઈંદ્રિમાં વૈર, ને પ્રીતીરે, રહી તેની ડાહ્યાને છે બીતીરે;
વૈર પ્રીતીને વશ નહિ રે'વુંરે, શત્રુ સર્વના છે એ બેઉરે. ૩૪
હોય ન્યૂન કે જીવ કદિ જાયરે, (પણ) શ્રેય નીજ ધરમથીજ થાયરે;
હોય પરનો ધર્મ કદિ સારોરે, પણ જાણો તે ભય કરનારોરે. ૩૫
કહે અરજુન કોણ કરાવેરે, પાપ પ્રાણીઓને અણ ભાવેરે;
પ્રાણી કરવા ન ઈચ્છે પાપરે, જાણે બળથી કરાવે તે આપરે. ૩૬
કહે કૃષ્ણ રજો ગુણમાંથીરે, કામ, ક્રોધ, થયા એ સાથીરે;
મહા પાપ સ્વરૂપ અરિ[4] જેવારે, ખાઈ જાય સરવને તે'વારે. ૩૭
ધુમાડે અગ્નિ ન જણાયરે, મેલે દરપણમાં ન દેખાયરે;

---

૧ દેહ, ઈંદ્રિઓ, ને અંતકરણાદિક કાર્ય કારણ રૂપ ગુણોથી.
૨ જરા પણ. ૩ અનુકૂળ વખત. ૪ શત્રુ.

ઓરે ગર્ભ ઘેરાય છે જેમરે, કામ ક્રોધે જગત્ ઘેર્યું તેમરે. ૩૮
એવો કામ છે નિત્યનો વેરીરે, રહ્યો જ્ઞાનીના જ્ઞાનને ઘેરીરે;
એહ અગ્નિનું સાન્ત્વન સજવુંરે, મો'ટું કામ કઠણ તે સમજવુંરે. ૯૩
મન, બુદ્ધિ, ને ઈંદ્રિમાં રહેતોરે, રહી જ્ઞાનને ઢાંકી દેતો રે;
એહ કામ બેભાન[1] કરાવેરે, પ્રાણી માત્રને તે ગભરાવેરે. ૪૦
માટે પે'લી તું ઈંદ્રિઓ જીતીરે, એહ શત્રુને જીત પછીથીરે;
બીજી વસ્તુથી ઇંદ્રિઓ જૂદી રે, મન જૂદું ને ઇંદ્રિઓ જૂદીરે. ૪૧
મનથી જૂદી બુદ્ધિ કહાવે રે, બુદ્ધિમાંહી ન આતમા આવે રે;
એમ આત્માને બુદ્ધિથી જૂદોરે, જાણી મનથી પછી પાર્થ કૂદોરે. ૪૨
મનને બુદ્ધિએ સ્થિર કરીનેરે, જીત દુર્જય કામ અરીને રે;
કર્મયોગનો ત્રીજો અધ્યાયરે, ગીતા મધ્યે પૂરો આ થાયરે. ૪૩

દોહરો.

જેથી ઉત્પત્તિ સ્થિતિ, પ્રલય જગતનો થાય;
હરીલાલ કે' કર્મની, કૃષ્ણે કહી કથાય.　　　૪૪

---

## અધ્યાય ૪ થો—જ્ઞાનયોગ.

દોહરો.

પ્રણમું જગ કરતારને, જેહ કરે ઉદ્ધાર;
કહું ચોથો અધ્યાય આ, જ્ઞાનયોગ કરનાર.　　૧

(ખોખલે પંડ્યે પત્રજ આપ્યું, મે'તાજીને હાથજી, એ રાગ.)

ભગવાન કે' અવિનાશી આ યોગ તે, પુર્વે સૂરજને મેં કીધોજી;
પછી સૂરજે તે કહ્યો મનુને, મનુએ ઇક્ષ્વાકુને દીધોજી.　　૨

---

[1] મોહ.

તે એમ પરંપરાગત ચાલ્યો, રાજઋષીએ તે જાણ્યોજી;
તેનો તો બહુ કાળે લોપ થયો પણ, આજ તને તે કે'વાણોજી. ૩
તું મારો ભક્ત, ને મિત્ર છે માટે, જુનો કહ્યો શુભ યોગજી;
અરજુન કે' હે કૃષ્ણ તમારી, વાત લાગે છે અયોગ્યજી. ૪
જન્મ તમારો હમણાં થયો છે ને, સૂર્યનો જન્મ તો વે'લોજી;
તેથી તમે કઇ રીતે સૂરજને, યોગ કહ્યો તો પે'લોજી. ૫
કૃષ્ણ કહે, હે અરજુન સાંભળ, સરવ જાણું છું હુંયજી;
તારા ને મારા અનેક જનમ ગયા, તે તું જાણે શુંયજી. ૬
જોકે હું જન્મરહિત અવિનાશી, સર્વ પ્રાણીનો સ્વામીજી;
તોપણ પ્રકૃતિમાં[1] રહી શક્તિથી, ફરૂં જનમને પામીજી. ૭
જે જે સમે ધર્મનો નાશ થાયજ, જોર વધે અધર્મનુંજી;
ત્યારે ત્યારે મારે જન્મજ લેવો, રક્ષણ કરવા ધર્મનુંજી. ૮
સાધુઓના રક્ષણ માટે ને, દુષ્ટોનો નાશજ કરવાજી;
યુગો યુગોએ જન્મ ધરૂં છું, ધર્મનું સ્થાપન કરવાજી. ૯
જન્મ, કર્મ છે દિવ્યજ મારાં, જાણે યથારથ જેહજી;
મૂવા પછી ફરી જન્મ ન પામે, મુજમાં મળે છે તેહજી. ૧૦
(ઘણા) મારા ધ્યાની, ને મારાજ આશ્રિત, પ્રિત ભય ને ક્રોધ છોડીજી;
જ્ઞાન, ને તપથી પવિત્ર થઈ તે, રહ્યા સ્વરૂપે જોડીજી. ૧૧
માણસ સર્વ પ્રકારેજ મારા, મારગ પ્રત્યે જાયજી;
તેમાં જે જેવો મુજને ભજે છે, તેવો તે મુજથી ભજાયજી. ૧૨
ઈચ્છિત કામની સિદ્ધિ થવાને, દેવતાઓને[2] ભજેછે જી;
આ લોકમાં જન ઝટ લઇને, કર્મથી સિદ્ધિ સજેછે જી. ૧૩
ગુણ[3] કર્મના[4] ભેદથી જૂદી, ચાર વરણ મેં ધારીજી;

[1] સત્વાદિ ત્રિગુણરૂપ. [2] ઈંદ્રાદિક. [3] સત્વાદિક. [4] શમ, દમાદિકના.

છું કરતા પણ જાણ મને તું, અકર્ત્તા અવિકારજી. ૧૪
મુજને કર્મ તો ઢાંકે નહીં ને, કર્મ ફળોને ન ઇચ્છું જી;
એવો મને જેહ જાણે છે તે, કર્મે બંધાયો ન પ્રીછું જી. ૧૫
મોક્ષને ઇચ્છતા માણસો પૂર્વે, કરતા કર્મ એવું જાણીજી;
પૂર્વના લોકોએ પૂર્વે કર્યું જે, તું કર તેવું પ્રમાણીજી. ૧૬
સારાં, ને ખોટાં કર્મ સમજતાં, પંડિત ભૂલે જેમાંજી;
તેહ કર્મ હું તુજને કહું છું, તું સમજે પછી તેમાંજી. ૧૭
કર્મ[1] ને વિકર્મ[2] જાણવું જોઇએ, અકર્મનેય[3] સમજવુંજી;
ગહન[4] કરમનો માર્ગ છે પારથ, જ્ઞાન સરવનું સજવુંજી. ૧૮
કર્મની માંહે અકરમ દેખે, અકરમમાં પણ કર્મજી;
તેને સમજવો ડાહ્યા જનોમાં, સમજે કર્મનો મર્મજી. ૧૯
જેના શ્રમ, સંકલ્પ ને ઇચ્છા, સર્વે દૂરજ થાયજી;
જ્ઞાનાગ્નિથી કર્મ બળે તો, પંડિત તે કહેવાયજી. ૨૦
કર્મના ફળની ઇચ્છા નથી, નિત્ય તૃપ્તિ નિરાશ્રય ધરતોજી;
કર્મની માંહીં પ્રવૃત્ત થતો પણ, કાંઈ નથી તે કરતોજી. ૨૧
આશારહીત, ને ચિત મન છે વશ, પરિગ્રહ ત્યાગ કરેછેજી;
કેવળ દેહથી કર્મ કરે પણ, દૂર તે પાપથી રહેછેજી. ૨૨
દૈવેચ્છાએ લાભ મળે તેમાં, સંતોષ પૂરો માનેજી;
સુખ દુઃખ ને મત્સર નવ રાખે, સિદ્ધિ અસિદ્ધિ સમાનેજી. ૨૩
તેવા કર્મ કરે પણ બંધ ન પામે, અરજુન ધરજે મંનજી;
કરવા પણાનું અભિમાન છે નહિ, છૂટયાં છે કર્મ બંધનજી. ૨૪

---

૧ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરવું તે. ૨ શાસ્ત્રમાં નિષેધ કરેલો હોય તેવું કર્મ. ૩ કર્મજ કરવું નહિ તે. ૪ કઠણ.

ચિત્ત રહ્યું જેનું જ્ઞાન વિષે અને, યજ્ઞનું કર્મજ કરતોજી;
પારથ તેનાં કર્મ બધાંનો, નાશ સદા મન ધરતોજી. ૨૫
બ્રહ્મ બ્રહ્માગ્નિમાં હોમેલું તે અને, હોમવું તેહ છે બ્રહ્મજી;
તે વડે પામવા યોગ્ય સમજવું, આત્મ જ્ઞાની ને બ્રહ્મજી. ૨૬
કંઇક યોગીઓ દેવ યજ્ઞ કરે, કંઇક બ્રહ્માગ્નિ ઉપાસે;
યજ્ઞને યજ્ઞવડે હોમે તેહમાં, મન થકી અતિ હુલ્લાસે. ૨૭
કેટલાક સંયમ[1] રૂપી અગ્નીમાં, હોમે શ્રોત્રાદિ ઇંદ્રિયનેજી;
કેટલાક ઇંદ્રિય અગ્ની મધ્યે, હોમે શબ્દાદિ વિષયનેજી. ૨૮
જ્ઞાનથી દીપતા આત્મ સંયમનો, કો અગ્ની પ્રગટાવીજી;
ઇંદ્રિય કર્મ ને પ્રાણ કર્મને, નાંખેછે હોમ ધરાવીજી. ૨૯
દ્રવ્યયજ્ઞ[2] ને તપયજ્ઞ કોઇક, સ્વાધ્યાયયજ્ઞ[3] કહાવેજી;
જ્ઞાનયજ્ઞી[4] કો યોગયજ્ઞી[5] પણ, સર્વે કઠીણતા ધરાવેજી. ૩૦
અપાન વાયુમાં પ્રાણને હોમે, પ્રાણમાં હોમે અપાનજી;
પ્રાણ અપાનનો રોધ કરીને, કરતા પ્રાણાયામજી. ૩૧
કોઇક આહાર નિયમે રાખીને, પ્રાણમાં પ્રાણ ધરેછેજી;
એહ બધા યજ્ઞો કરનારા, યજ્ઞથી પાપ હરેછેજી. ૩૨
યજ્ઞે વધેલું અમૃત સમ, જમી, અન્ન બ્રહ્મમાં જાયજી;
યજ્ઞ ન કરતાને આ લોક નથી, (તો) પરલોક ક્યાંથી હોયજી. ૩૩
એવા જૂદા જૂદા યજ્ઞો કહ્યા છે, વેદની માંહી વિશેષજી;
કર્મથી સરવે થાય છે માટે, કર્મે તું મોક્ષ પામેશજી. ૩૪
સર્વે દ્રવ્યમયી યજ્ઞોથી, જ્ઞાનયજ્ઞ બહુ સારોજી;
સરવ કરમ તેમાં પૂરાં સમાયે, નિશ્ચે હે પારથ ધારોજી. ૩૫

---

૧ ધારણા ધ્યાન ને સમાધિ. ૨ દાન. ૩ શાસ્ત્રાભ્યાસ કરવો તે. ૪ શ્રવણ, મનન નિદિધ્યાસનરૂપ. ૫ અષ્ટાંગ યોગ કરનાર.

તેહ નમસ્કાર પ્રશ્ન વડે ને, સેવા થકી થાય જ્ઞાનજી;
તેમ કર્યે જ્ઞાની, તત્વ દર્શીઓ, જ્ઞાન કરે તને જાણજી. ૩૬
જ્ઞાન થયે ફરી અરજુન તું તો, આવો નહિ ગભરાયજી;
તેહ થકી તો સરવે પ્રાણીઓ, બ્રહ્મરૂપી સમજાયજી. ૩૭
જો સર્વ પાપીથી પાપી હોઇશ તોય, જ્ઞાન વહાણે બેસજી;
(તો) સર્વે પાપ સમુદ્રને ભાઈ, તું નક્કીજ તરીશજી. ૩૮
અગ્નિ કાષ્ટને ભસ્મ કરે જ્યમ, ત્યમ જ્ઞાન કર્મને બાળેજી;
માટે ન જ્ઞાન સમું કાંઈ આંહી, યોગી કદી પણ જાણેજી. ૩૯
તૈયાર શ્રદ્ધાવાન જીતેંદ્રિય, પુરૂષ જ્ઞાનને પામેજી;
જ્ઞાનને મેળવી તેજ વખત તે, પરમ શાંતિને પામેજી. ૪૦
અજ્ઞાની, શ્રદ્ધા વિનાનો, ને સંશયી, નાશ તે પામે અચૂકજી;
સંદેહ વાળાને આ લોકમાં ને, પર લોકમાં નથી સુખજી. ૪૧
યોગે કરમ, ને જ્ઞાનથી સંશય, મૂળમાંથી જેનાં જાયજી;
આત્મજ્ઞાનના યોગથી તે તો, કર્મથી નહી બંધાયજી. ૪૨
માટે હે પારથ, જ્ઞાન ખડગથી, અજ્ઞાન સંશય મનમાંજી;
હોય રહેલો તે છેદીને ઉઠ તું, લાગ્ય નિષ્કામ કરમમાંજી. ૪૩

**દોહરો.**

કૃષ્ણાર્જુન સંવાદમાં, ગીતાએ કે'વાય;
હરિલાલે પદ્યે કહ્યો, આ ચોથો અધ્યાય. ૪૪

---

## અધ્યાય ૫ મો—સંન્યાસયોગ.

**ઢાળ.**

નારાયણનું ધ્યાન ધરીને, કહું પંચમ અધ્યાય;
મે'નતનું ફળ બીજું ન ધારૂં, સંન્યાસયોગ જણાય. ૧

અરજુન કે'છે હે ભગવાન, તમે સૂઝ એક ન પાડો;
એકવાર કો'છો કે કર્મ તજી દે, ને કરવાનું ફરી દેખાડો. ૨
તે બેમાં ત્યારે સારૂં કીયું કહો, નક્કી કરી ભગવાન;
ભગવાન કે' બેય છે સારાં પણ, કરવું એછે શુભ જાણ. ૩
જેહ પ્રીતિ, ને દ્વેષથી છૂટયા, કે'વાય તેહ સંન્યાસી;
અર્જુન દ્વંદ્વ[1] રહિત તે થાય ને, મુક્તિ પામે સુખે ખાસી. ૪
સાંખ્ય, અને કર્મ યોગ એ બેને, અજ્ઞાની જૂદા કહે છે;
પણ એકમાં સારી નિષ્ઠા જો હોય તો, ફળ બેઉનુંજ મળે છે. ૫
બેઉને એકજ સ્થાન મળે માટે, સમજુ સરખા તેને જાણે;
યોગના કરતાં ત્યાગ કઠણ બહુ, યોગીઓ ઝટ બ્રહ્મ માણે. ૬
કર્મ કર્યે આત્મા શુદ્ધ થયો જેનો, ચિત્ત ને ઇંદ્રિયો જીતી;
સર્વેમાં આત્મા એક જુએ તેને, કર્મ ન ઢાંકે પછીથી. ૭
દેખે, ને સાંભળે, અડકે, સુંઘે, ખાય, ચાલે, ઉંઘે, શ્વાસ લે છે;
બોલે, નાંખે, ઝાલે, આંખ પલકાવે, સર્વ તે કર્મ કરે છે. ૮
ઈંદ્રિયો પોતાનું કામ કરે સહુ, તત્વવેત્તા એમ જાણે;
નિષ્કામ કર્મ કરીને પછી તે, બ્રહ્મને અર્પે છે જ્ઞાને. ૯
તેથી તે પુરૂષ પાપે ન લેવાય, જળ કમળને[2] ધાટે;
કાયા બુદ્ધિ, મન ઇંદ્રિયથી, (કર્મ) કરે જોગી ચિતશુદ્ધિ માટે. ૧૦
કર્મ કરીને ફળ આશ તજતાં, નૈષ્ઠિકી[3] શાન્તિ પમાય;
ત્યાગમાં વાસના જોરે ફળેચ્છા, ઉપજ્યાથી બંધન થાય. ૧૧
દેહ રૂપી નવ દ્વારી નગરમાં ન કરતો કરાવતો યોગી;
મનથી સર્વ કર્મ છોડી દઇને, રે'છે તે સુખે સંયોગી. ૧૨

---

૧ રાગ અને દ્વેષ ઈ૦. ૨ જળમાંના કમળની પેઠે. ૩ સત્વ-શુદ્ધિના ક્રમથી થએલી.

કર્ત્તાપણું અને કર્મો, તે લોકનાં વળી કર્મફળ તેમ;
કરે નહિ પ્રભુ તેમાંનું કાંઇ સ્વભાવે થાયે એમ. ૧૩
વ્યાપક આત્મા પાપ ને પુન્ય તે, કોનું ન લેતો ન દેતો;
જ્ઞાન ઢંકાયું અજ્ઞાન વડે તેથી, પ્રાણીઓને મોહ થાતો. ૧૪
જ્ઞાને અજ્ઞાન ટળે ત્યારે આત્મા, જ્ઞાન સૂર્યથી પ્રકાશે;
બ્રહ્મ છે બુદ્ધિ, ને બ્રહ્મ છે આત્મા, બ્રહ્મ એ નિષ્ટાજ ભાસે. ૧૫
એવી રીતે જ્ઞાને પાપ ધોવાઇને, તેહનો મોક્ષજ થાય;
વિદ્વાન દ્વિજ, ગાય, ગજ, શ્વાન, નીચ, સૌ જ્ઞાનીને સરખાં જણાય. ૧૬
સર્વેમાં સરખો ભાવ થયો જેનો, જન્મરહિત તેને જાણો;
નિર્દોષને સમ, બ્રહ્મ સદા છે, બ્રહ્મે રમી ઉર આણો. ૧૭
પ્રીય મળ્યે નહીં હર્ષીત થાય ને, અપ્રિયથી ન મુઝાય;
સ્થિર બુદ્ધિ, મોહરહિત, બ્રહ્મ જ્ઞાની, બ્રહ્મ વિષે રહેતાય. ૧૮
જે સુખ આત્મા આસક્તિ વિનાનો, બા'રના સ્પર્શે પિછાણે;
બ્રહ્મના યોગથી યુક્ત આત્મા તે, અક્ષય સુખને માણે. ૧૯
સ્પર્શજન્ય જે વિષય ભોગ તે, દુઃખ તણા દેનાર;
અર્જુન, આદ્યંત વાળા[1] માટે તેમાં, જ્ઞાની નહિ રમનાર. ૨૦
મરતા સુધી કામ ક્રોધના વેગને, સેહેવાને શક્તિવાળા;
તેવા પુરૂષને અરજુન જાણો, યોગ યુક્તને સુખાળા. ૨૧
અંતર આત્માનું જે સુખ માણે, વિષયાસક્તિ ન લગાર;
તેહ પુરૂષ યોગી બ્રહ્મ થઇને, આનંદ પામે અપાર. ૨૨
જે રૂષિ પાપથી શુદ્ધ થયો છે ને, જિત ચિત્ત, સંશય રહિત;
સર્વ પ્રાણીના હિતમાં તત્પર, નિર્વાણ પામે ખચીત. ૨૩

---

૧ આદિ અને અંતવાળા.

કામ ને ક્રોધ રહિત જન જે છે, જિતઃચિત્ત, ને યતિ જાણો;
એવા યતીને મોક્ષ મરણથી-પૂર્વે, અને પછી, માનો. ૨૪
બા'રના વિષય મનમાં ન લાવતાં, દ્રષ્ટિ ભ્રૂમધ્યે રાખી;
ધ્યાન ધરી પ્રાણ અપાન વાયુને, નાસામાં સરખા દાખી. ૨૫
ઇંદ્રિય, ને મન, બુદ્ધિ, જીતીને, મોક્ષને માટે તૈયાર;
ઇચ્છા, ભય, ક્રોધ; જેના ગયા તેહ, મુક્ત સદા નીરધાર. ૨૬
ભોક્તા મને તપ, યજ્ઞનો જાણે ને, સર્વનો ઈશ્વર ધારે;
સર્વ પ્રાણીઓનો મિત્ર મને જાણી, તે મોક્ષ પદમાં પધારે. ૨૭

**દોહરો.**

કૃષ્ણે સમજાવ્યું ઘણું, જ્ઞાન, કરમ, સંન્યાસ;
હરિલાલે પૂરો કર્યો, પંચમ ભાગ પ્રકાશ. ૨૮

---

## અધ્યાય ૬ ઠ્ઠો.—અધ્યાત્મયોગ.

**દોહરો.**

ધ્યાન ધરૂં કીરતારનું, પંચે કરી પ્રણામ;
છઠ્ઠો આ અધ્યાત્મનો, કરવો જન હિત કામ. ૧

**ચોપાઇ ત્રણ તાળની.**

કહે કૃષ્ણ સુણો અરજુન, કહું કર્મ તણું વરણન;
કર્મ ફળ તજી નિજકર્મ થાય, તે સંન્યાસી તે યોગી કહેવાય.૨
અગ્નીરહિતને ક્રિયા રહિત ન્હોયે યોગી તે જાણજો ખચીત;
જેહ સંન્યાસ તેહ છે યોગ, કામનાવાળો પામે ન જોગ. ૩
યોગ પ્રાપ્તી માટે કર્મ[1] કરવું, યોગારૂઢે સંન્યાસજ[2] ધરવું;
ઇંદ્રિયોના વિષયમાં ન ભાવ, તે મેળવવામાં જાણે ન લાવ. ૪

---

૧ નિષ્કામ કર્મ. ૨ કર્મનો સંન્યાસ-ત્યાગ.

સર્વ સંકલ્પ ત્યાગે જેહ, યોગારૂઢ કહેવાયે તેહ;
પોતા વડે પોતાને ઉદ્ધરવો, નહિ પોતાનો નાશજ કરવો. ૫
આત્મા એજ આત્માનો છે ભાઇ, આત્મા આત્માનો શત્રુ કે'વાય;
આત્મા આત્માને જીતે જે વારે, આત્મા આત્માનો બંધુ તે ત્યારે.૬
આત્મા આત્માએ જો ન જીતાય, (તો) અત્મા આત્માનો શત્રુ ગણાય;
શાન્ત ચિત્ત, ને આત્મા જીતાયો, તેને ખરો પરમાત્મા જણાયો.૭
(તેને)ટાઢ તાપ ને સુખ દુઃખ સરખાં, માન અપમાન સરખાંજ પરખ્યાં;
જેનું ચિત્ત જ્ઞાન વિજ્ઞાને પૂર્ણ, જીતેંદ્રિય, અવીકારી સંપૂર્ણ.૮
તેને માટી, પથ્થર, સોનું સરખું, એવા પુરૂષને યોગી હું પરખું;
મિત્ર, શત્રુ, પાપી, સાધુ, બંધુ, સમ બુદ્ધિમાં તેને છે સંધુ. ૯
ન ઉદાસી, ન મધ્યસ્થ, દ્વેષી, શ્રેષ્ઠ જન તે ગણવો અશેષી;
યોગાભ્યાસી પુરૂષોએ પોતે, ચિત્ત આત્મા જીતી એકલા તે. ૧૦
આશા, પરિગ્રહ,[1] રહિત સદાય, ધ્યાન ધરવું કરી સ્થિર કાય;
શુદ્ધ સ્થળમાં આસન સ્થિર ધરવું, અતિ ઊંચું નીચું નહિ કરવું.૧૧
માટીનું ચોકઠુંજ કરીને, દર્ભ, મૃગચર્મ, વસ્ત્ર, ધરીને;
એકાગ્ર ચિત્ત કરી બેસી ત્યાંહી, ક્રિયા બંધ કરી ચિત્ત ઈંદ્રિયની.૧૨
ચિત્ત શુદ્ધીને અર્થે તે વાર, યોગ કરવો પારથ નીરધાર;
કાયા, મસ્તક, ડોક, તે ઠામ, સિધા સ્થિર કરી કરવું તે કામ. ૧૩
દ્રષ્ટી નાસિકા અગ્રમાં પ્રોઈ, બીજી કોઇ દિશાએ ન જોઇ;
શાન્ત ચિત્તથી નિર્ભય થઇને, મન વશ કરી બ્રહ્મચર્ય ધરીને. ૧૪
મારે વીષેજ ચિત્ત કરાય, યોગ યુક્ત પછી તેહ થાય;
એવા યોગીને ચિત્ત વશ કરતાં, નિત્ય ચિત્તનું જોડાણ ધરતાં. ૧૫

---

૧ પદાર્થોના સંગ્રહ.

અંતે મોક્ષ, સ્થાન મુજ જ્યાંહી, શાન્તી પામે મહા તેહ ત્યાંહી;
બહુ ખાનારો, કે ભૂખવાળો, જાગનારો, કે બહુ ઊંઘનારો. ૧૬
એવા પુરૂષોને અરજુન સાર, યોગ સિદ્ધિ ન થાય લગાર,
યોગ્ય આહાર, વિહાર, જેને, યોગ્ય કર્મની ચેષ્ટા છે તેને. ૧૭
ઉંઘવું જાગવું યોગ્ય છે જેને, યોગ સુખદાયક છે તેને;
જ્યારે વશ ચિત્ત આત્મામાં રે'છે, સર્વ કાર્યે નિસ્પૃહતા ધરે છે.૧૮
તેને અરજુન, યોગી કે'વાય, નહિ દુઃખનો લેશ જણાય;
વા વિના જેમ દિપ સ્થિર હોય, (તેમ) યોગીનું યોગે મન સ્થિર જોય.
યોગાવસ્થાએ યોગ સેવાએ, ચિત્ત વશ થયેલું લીન થાયે;
એવે ચિત્તે આત્માને ઓળખતાં, આત્મ સ્વરૂપે સંતોષી થાતાં.૨૦
એ મહાસુખ બુદ્ધિજ માણે, ઈંદ્રિઓ તેમાં કાંઇ ન જાણે;
એહ સુખને જાણે જ્યાંય, તત્વ થકી ચલિત નવ થાય. ૨૧
એહ યોગના સુખથી અધીક, બીજો લાભ ન માને ઠીક;
એહ યોગમાં સ્થીરજ રહેતો, મોટા દુઃખ થકી પણ નવ ચળતો. ૨૨
એવા દુઃખનો વિયોગજ જેહ, યોગ જાણવો પારથ તેહ;
સર્વ ચિત્તનો કલેશજ હરવો, નિશ્ચે યોગનો અભ્યાસ કરવો. ૨૩
મન સંકલ્પે ઇચ્છાઓ જેહ, ત્યજે સર્વ સર્વાંશે તેહ;
સર્વે ઈંદ્રિયોના રે જથાને, મનથી રોકે વિષયમાં જતાને. ૨૪
ધરી ધીર બુદ્ધિએ ધીમાં ધીમાં, મનને રોકવું રાખી શાન્તીમાં;
આત્મા માંહીજ મનને લગાડી, કાંઇ ચીંતવવું ન અગાડી. ૨૫
મન ચંચળ જ્યાં જ્યાં નાસે, ત્યાંથી ત્યાંથી ખેંચી લઇ પાસે;
રાખે આત્મ સ્વરૂપની માંહી, શાન્ત ચિત્ત થાય તેહનું ત્યાંહી. ૨૬
એવા ચિતશાન્તવાળા યોગી જે, બ્રહ્મભૂત, ને રજોગુણી નહિ જે;
નિષ્પાપ એવા યોગી તે વાર, સુખ ઉત્તમ પ્રાપ્ત થનાર. ૨૭

પાપ રહિત યોગી એમ રોજ, મન આત્મામાં જોડે ખરોજ;
સુખે બ્રહ્મમાં મળી જાય તેહ, પરમાનંદ સુખ પામે એહ. ૨૮
એવો યોગીયોગ યુક્ત જેહ, સર્વ ઠેકાણે સમદ્રષ્ટી તેહ;
સર્વ પ્રાણીમાં પોતાને દેખે, પોતાનામાં સરવ પ્રાણી પેખે. ૨૯
જેહ સર્વેમાં મૂજને જાણે, મૂજમાં સર્વનેજ પ્રમાણે;
તેને હું વેગળો ન લગાર, ને તે મુજથી ન દૂર થનાર. ૩૦
સર્વ પ્રાણીમાં રે'તા મનેય, ભેદ રહિત જે મુજને ભજેય;
તેહ યોગી બધી રીતે ચાલે, પણ મારે વિષે જ મહાલે. ૩૧
દુઃખ સુખ, જેમ પોતાને થાય, તેમ સરવ પ્રાણીને જણાય;
એમ સમજી ન દુખ કોને દેતો, અરજુન શ્રેષ્ઠ યોગીજ તે તો. ૩૨
કહે અરજુન યોગ કહ્યો જે, જેમ સમભાવ થકી પોતે;
મનની અતિ ચંચળતા એ, યોગ સ્થીર ન રે'શે જરાએ. ૩૩
મન ચંચળ, દ્રઢ, બળવાન, મથે ઈંદ્રિયોને ભગવાન;
જેમ વાયુને વશ ન કરાય, તેમ મન દુઃખે કરી ન જીતાય. ૩૪
કહે કૃષ્ણ ખરૂં અરજુન, છે અજીત ચંચળ ઘણું મન;
પણ અભ્યાસ વૈરાગ્ય હોય, (તો) મન વશ થાતું અરજુન જોય. ૩૫
નહિ ચિત્ત જીતાયેલું જેણે, બહુ દુઃખે મળે યોગ તેને;
ચિત્ત જીતી મે'નત જો કરાય, યોગ પ્રાપ્તી ઉપાયથી થાય. ૩૫
કહે અરજુન હે ભગવાન, ભાવે યોગમાં કરતાં કો ધ્યાન;
શ્રમ કરતાં પણ કદિ મન ચળિયું, ત્યારે શી ગતી ધ્યાન ન ફળીયું. ૩૭
નહિ કર્મમાં, ને નહિ યોગે, બ્રહ્મમાં તો રહ્યો મૂઢ પોતે;
ભ્રષ્ટ ઉભય થકી તો ન થાય? વાદળા પેરે નષ્ટ ન થાય? ૩૮
પ્રભુ સંશય મોટો એ મારો, તમ વિણ નથી કો છેદનારો;
તેને ટાળવા આપ સમર્થ, બોલ્યા ભગવાન સાંભળ પાર્થ. ૩૯

એનો નાશ ન અહીં પરલોકે, નવ દુર્ગતીએ કોઈ પો'ચે;
યોગ ભ્રષ્ટ થયેલો જે જન, પુન્ય લોકમાં જઈ રે' પાવન. ૪૦
બહુ વર્ષ રહી તેણુ ઠામ, જન્મે શુદ્ધ શ્રીમંતને ધામ;
અથવા યોગી જે બુદ્ધિમાન, તેને ઘેર જન્મ લે નિદાન. ૪૧
એવે ઠામે જન્મ થવો જેહ, આ લોકે બહુ દુર્લભ તેહ;
પૂર્વ દેહની બુદ્ધિ સંયોગે, ત્યાં તે ફરીથી યોગને શોધે. ૪૨
હોય પરવશ પણ પુર્વાભ્યાસે, યોગ મારગે લાગે ઉલ્લાસે;
પૂર્વાભ્યાસે પરાણે તણાય, જીજ્ઞાસુ તે વેદાતીત થાય. ૪૩
યોગી યોગનું સાધન કરતાં, પાપ રહિત પોતે શુદ્ધ થાતાં;
તેની સિદ્ધિ ઘણા જન્મે થાય, અંતે યોગી તે મોક્ષેજ જાય. ૪૪
તપસ્વીઓથી યોગી અધીક, તેમ જ્ઞાનીઓથી પણ ઠીક;
કર્મીથી પણ યોગી વધારે, માટે અરજુન યોગી તું થારે. ૪૫
યોગીમાં પણ જે મુને ભજેછે, મન અર્પણ મુજમાં કરે છે;
તેહ શ્રદ્ધાળુ સર્વથી શ્રેષ્ઠ, જાણું અરજુન તેને હું નેટ. ૪૬

**દોહરો.**

ભગવદ્ ગીતાની વિષે, છઠ્ઠો એ અધ્યાય;
હરિલાલ કે' સાધતાં, અંતે મોક્ષ જવાય. ૪૭

---

## અધ્યાય ૭ મો.—જ્ઞાન વિજ્ઞાનયોગ.

**દોહરો.**

શ્રી ભગવાન કૃપા નિધિ, ધરૂં તમારૂં ધ્યાન;
કહું અધ્યાયજ સાતમો, યોગ જ્ઞાન વિજ્ઞાન. ૧

**ઢાળ.**

ભગવાન કે'છે મારા આશ્રયમાં, મારે વિષે ચિત્ત રાખી;
યોગ થકી મને જે રીતે જાણે તે, અરજુન કહું તને ભાખી. ૨

જ્ઞાન ને વિજ્ઞાન સર્વે જણાવીશ, બાકી કંઈ નહિ રે'શે;
હજારો મનુષ્યમાં જન કોઈક, સિદ્ધી માટે મન દેશે. ૩
મે'નત કરતા ઘણામાંથી કોઈક, મુજને યથારથ જાણે;
તત્વથી તે મને ઓળખે કેવો, કહું બધું તેહ પ્રમાણે. ૪
પૃથ્વી, ને જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, ને અહંકાર;
એ જડ અપરા પ્રકૃતિ મા'રી, તેના એ છે આઠ પ્રકાર. ૫
બીજી પરા જીવરૂપ પ્રકૃતિ, તેને સર્વથી શ્રેષ્ઠ તું જાણ;
જેથી આ જગતનું ધારણ થાય છે, ચૈતન્ય રૂપ પ્રમાણ. ૬
એ જડ ચૈતન્ય પ્રકૃતિથી સહુ, પ્રાણીઓ ઉત્પન્ન થાય;
એ સહુ ઉત્પન્ન મુજમાંથી થાય ને, મુજ માંહી તેહ સમાય. ૭
મારા વિના બીજું કાંઈ નથી, સહુ અરજુન મુજમાં રહ્યું છે;
સૂત્રમાં મણિકાઓની પેઠે, સર્વને મેંજ ધર્યું છે. ૮
જળને વિષે રસ, ને ચંદ્ર સૂર્યમાં, કાંન્તી રૂપે હું રહ્યો છું.
વેદોમાં ૐકાર, આકાશમાં, શબ્દ પુરૂષોમાં પુરૂષત્વ હું છું. ૯
પૃથ્વીમાં ગંધ હું, અગ્નિમાં તેજ હું, હું છું જીવન પ્રાણીઓમાં;
સર્વ પ્રાણીઓનું બીજ સનાતન, તપ હું તપસ્વીઓમાં. ૧૦
બુદ્ધિવાળાઓમાં બુદ્ધિ તે હું છું, તેજસ્વિમાં તેજ જાણ;
કામ, ક્રોધ, ને રાગ રહિત બળ, બળવાનમાં મને માન. ૧૧
ધર્મને વિરૂદ્ધ છે નહિં એવો, પ્રાણીઓમાં કામ હું છું;
એમ સરવ માંહી તત્વ રૂપે ભાઇ, અરજુન, હુંજ રહું છું. ૧૨
સાત્વિક, રાજસ, તામસ એ, ત્રિગુણી ભાવ મુજથી થયા છે;
તોપણ હું તેમનામાં નથી પણ, તેઓ તો મુજમાં રહ્યા છે. ૧૩
એ ત્રણ ગુણમય ભાવ થકી આ, જગ સહુ મોહીત થઇ છે;
હું ત્રણ ગુણથી દૂર છું એવું, તે આડે કોઇ ન પ્રીછે. ૧૪

એ ત્રણ ગુણમય માયા દૈવી, મારી દુઃખે કરીજ તરાય;
જે પુરૂષો મુજ શરણ થાય તે, એ માયાને તરી જાય. ૧૫
માયાએ જ્ઞાન હરાયું છે જેનું, આસુરી ભાવ વધારે;
તે મૂઢ, દુષ્ટ, નરાધમ, પાપી, મુજને ન મેળવે ક્યારે. ૧૬
દુઃખી, ને જ્ઞાની, કામના વાળા, જ્ઞાનને ઇચ્છતા જેહ;
ચાર પ્રકારના એ સુજનો તે, ભજતા મને ભાવે તેહ. ૧૭
એક ભક્તિમાં યુક્તજ નિત્યે, જ્ઞાની તે સર્વથી સારો;
જ્ઞાની મને બહુ વા'લો લાગે છે, (ને) જ્ઞાનીને હું બહુ વા'લો. ૧૮
ભક્ત બધા શુભ છેજ પરંતુ, મુજ આત્મા તો જ્ઞાની;
કારણ જ્ઞાની ભજે ચિત્ત એકથી, શ્રેષ્ઠ ગતિ મુને માની. ૧૯
સર્વ વિષે વાસુદેવ છે એ જ્ઞાન દુર્લભ મા'ત્માને જેહ;
એ જ્ઞાનવાળો જ્ઞાની બહુ જન્મે, અંતે મને પામે તેહ. ૨૦
જ્ઞાન મનોરથે નાશ થયું અને, નિજ પ્રકૃતિએ બંધાયો;
તેવા નિયમ, ને આસ્થાએ પોતે, પામે બીજા દેવતાઓ. ૨૧
જે જે ભગત જે જે દેવોને જવા, શ્રદ્ધાથી ઇચ્છે છે જેમ;
તે તે ભગતની શ્રદ્ધા સરવને, અચળ કરૂં છું હું તેમ. ૨૨
તેવી શ્રદ્ધાએ તે તે દેવોને, આરાધે છે પોતે;
છેવટ તેઓના સરવે મનોરથ, પૂરા પડે હોય જે જે. ૨૩
અલ્પ બુદ્ધિના એ સરવે જનોને, ફળ નાશવાળું થનાર;
દેવના ભક્ત તે દેવને પામે ને, મમ ભક્ત મુજને સાર. ૨૪
મારા અવિનાશી ઉત્તમ ભાવને, નહિ જાણતાં મુઢ જંન;
અવ્યક્ત રૂપવાળા મુજને પણ, વ્યક્તિવાળો માને મંન. ૨૫
મારી માયાથી ઢંકાયલાઓને, કોઇને સ્પષ્ટ ન થાઉં;
અવ્યય, જન્મ રહિત હું લોકમાં, મૂઢને ક્યાંથી જણાઉં. ૨૬

ભૂત ભવિષ્ય વર્તમાનમાં થાતાં, પ્રાણિને હું તો જાણું છું;
પણ મુજને તો કોઇ અભક્તો, જાણે ન નક્કી કહું છું. ૨૭
ઇચ્છા, અને દ્વેષથી ઉપજેલા, દ્વંદ્વ મોહે[1] અરજુન.
સર્વ પ્રાણીઓ મોહિત થઇને, થાય છે તે ક્ષીણ પુન્ય, ૨૮
જે પુન્યશાળીનુ પાપજ ટળે તે, મોહથી મુક્ત થનાર;
તેહ પુરૂષો દૃઢ વ્રતથી પછી, મનથી મને ભજનાર. ૨૯
જન્મ મરણ થકી મુક્ત થવા, મારે આશરે યત્ન કરે છે;
બ્રહ્મને જાણે, અધ્યાત્મને સમજે, ને સર્વ કરમને લહે છે. ૩૦
તે અધિભૂત, અધિ દૈવ, અધિયજ્ઞ, સહિત મને જાણે;
યુક્ત ચિત્તથી અન્તકાળે પણ, મુજનેજ ઉરમાંહી આણે. ૩૧

દોહરો.

અરજુનને કૃષ્ણે કહ્યું, જ્ઞાન અને વિજ્ઞાન,
હરિલાલ કે' સાતમો, ભાગ પુરો આ સ્થાન. ૩૨

---

## અધ્યાય ૮ મો—અક્ષર બ્રહ્મયોગ.

દોહરો.

બ્રહ્મ પૂર્ણ ભગવાનને, પ્રણમી વારંવાર;
અક્ષર બ્રહ્મ તણો કહું અષ્ટમ યોગ પ્રકાર. ૧

(વૈદરભી વનમાં વલવલે, એ રાગ.)

અરજુન કે' ભગવાનને, શુણો શામળ વાન[2];
સારૂં બતાવ્યું ઘણું મને, જેથી પામીઓ જ્ઞાન, અરજુન૦ ૨
બ્રહ્મ તે શું? ને અધ્યાત્મ શું ? કેવું કર્મ કે'વાય?

---

૧ સુખદુઃખાદિના મોહવડે. ૨ ઘનશ્યામ–પુરૂષોત્તમ.

શાને અધિભૂત કેહવું ? અધિ દૈવ શું થાય ? અરજુન૦ ૩
અધિયજ્ઞ આ દેહની વિષે, કોણ ? ને કેમ જણાય ?
ભૂત ચિત્ત પુરૂષોથી અંતમાં, તમને કેમ ભજાય ? અરજુન. ૪
કૃષ્ણ કહે અરજુનને, સુણ પારથ એહ;
અવિનાશી પરમ જણાય જે, જાણ બ્રહ્મજ તેહ. કૃષ્ણ કહે અરજુનને. ૫
સર્વ પ્રાણીનો સ્વભાવ જે, તે અધ્યાત્મ પ્રમાણ;
ભાવનાની ને ઉત્પત્તિની, ક્રિયાને કર્મ જાણ. કૃષ્ણ. ૬
પંચમા' ભૂતનો દેહ જે, અધિભૂત છે એહ;
સર્વમાં રે'તો જે આતમા, અધિદૈવજ તેહ. કૃષ્ણ. ૭
શ્રેષ્ઠ સૌ દે'માં રહેલ જો, અધિયજ્ઞ મનેજ;
ભજતાં મને અવસાનમાં; નક્કી મુજને પામેજ. કૃષ્ણ. ૮
ભાવના હોય હમેશ જે, અંતકાળે તે થાય;
મુવા પછી પણ તેહને, અરજુન પમાય. કૃષ્ણ. ૯
માટે તું ભજ મને સર્વદા, ભાવ અંતે એ થાય;
વળ, મન બુદ્ધિ મને દઈ, નક્કી મુજને મળાય. કૃષ્ણ. ૧૦
અભ્યાસ યોગે યુક્ત રહી ચિત્ત રાખીને સ્થિર;
દિવ્ય પુરૂષોત્તમને ભજે, તેને પામે તે વીર. કૃષ્ણ. ૧૧
અંત સમે સ્થિર ચિત્તથી, ભક્તિ યોગથી યુક્ત;
પ્રાણ ભ્રૂ મધ્યે રાખીને, ભજે જે કોઈ ભક્ત. કૃષ્ણ. ૧૨
સર્વાંતર ગત જે પ્રભુ, સર્વજ્ઞ, અનાદિ;
સર્વાધાર સૂક્ષ્મ અતિ, જે અચિન્ત્ય મનેથી. કૃષ્ણ. ૧૩
સૂર્ય સમાન પ્રકાશતા, અવિદ્યાથકી પાર;
એવા પુરૂષને ભજ્યા થકી, અંતે મળશે તે સાર. કૃષ્ણ. ૧૪

વેદજ્ઞ જેને અક્ષર કહે, બ્રહ્મચર્યે ઇચ્છાય;
યતિઓ પ્રવેશે વૈરાગ્યથી, એવું પદ જે કે'વાય. કૃષ્ણ. ૧૫
સર્વેંદ્રિય દ્વાર વશ કરી, રૂંધી હૃદયમાં મન;
પ્રાણ ભ્રકુટીમાં રાખીને, યોગે કરતાં યતન. કૃષ્ણ. ૧૬
ૐ એકાક્ષર બ્રહ્મ બોલતાં, મને ભજતાં તે વાર;
જે દેહ મૂકે તે મેળવે, પરમ ગતિ તે સાર. કૃષ્ણ. ૧૭
ચિત્ત રોજ મુજપર રાખતાં, ભજતા નિત્ય જેહ;
નિત્ય યુક્ત એવા યોગીની, હું છું પાસેજ છેક. કૃષ્ણ. ૧૮
મા'ત્મા પરમ સિદ્ધિ મેળવે, મને પામીને જેહ;
તેને દુઃખદ નાશવાન જે, પુનર્જન્મ ન તેહ. કૃષ્ણ. ૧૯
બ્રહ્મલોક સુધીના જનો, ફરી જન્મ લેનાર;
પણ મુજને પામનારને, ફરી જન્મ ન ધાર. કૃષ્ણ. ૨૦
બ્રહ્માનો દિન યુગ [1]સહસ્રનો વળી તેવીજ રાત;
રાત દિવસ જાણુનાર જે, તે એ જાણે છે વાત. કૃષ્ણ. ૨૧
માયાથી જગ ઉપજે દિને, રાત્રિએ લીન થાય;
સહુ અવિદ્યા થકી ફરી ફરી, દિને થઇ, રાતે જાય. કૃષ્ણ. ૨૨
સર્વના નાશ પછી રહે, નાશ પામે ન જેહ;
અવ્યક્ત, ને સનાતન રહ્યો, નોખો [2]ભાવ છે તેહ. કૃષ્ણ. ૨૩
અવ્યકત, અક્ષર જેહ છે. પરમ ગતિ તેજ જાણ;
ન પડે નીકળવું જે પામીને, શ્રેષ્ઠ મારૂં એ ધામ. કૃષ્ણ. ૨૪
જેના અંતરમાં સૌ પ્રાણી છે, જેણે[3] ભરીયું આ સર્વ;
તે પરમ પુરૂષને પામવો, ભક્તિ કરીને અનન્ય. કૃષ્ણ. ૨૫

---

૧ ચારયુગ હજાર વખત જાય તે એક દિવસ. ૨ સર્વેથી પર પરબ્રહ્મ. ૩ જેનાવડે—જેણે કરીને.

જે કાળે મરવાથી યોગીને, ફરી જન્મ ન થાય;
ક્યારના મોતથી જન્મ લે, કાળ તેહ કે'વાય. કૃષ્ણ. ૨૬
અગ્નિ, જ્યોતિ[૧], દિન,[૨] શુકલ, ને, ઉત્તરાયણ સૂર્ય;
તે સમે મરવાથી યોગીઓ, પામે બ્રહ્મ જરૂર. કૃષ્ણ. ૨૭
ધુમ રાત્રિ, ને કૃષ્ણ પક્ષમાં, દક્ષિણાયને થાય;
ચંદ્ર તણી જ્યોતિમાં જઇ, ફરી જન્મ લેવાય. કૃષ્ણ. ૨૮
એ ગતિ શુકલ, ને કૃષ્ણ એ, કહી જગતની જેહ;
પે'લીથી પાછું ફરાય નહિ, બીજીએ ફરવું પડેજ. કૃષ્ણ. ૨૯
એ બે ગતિઓને જાણીને, યોગી નવ ગભરાય;
માટે તું સર્વદા યોગમાં, યુકત અરજુન થાય. કૃષ્ણ. ૩૦
વેદમાં, યજ્ઞમાં, દાનમાં, તપમાં ફળ જેહ;
તુચ્છ ગણે સઉ જાણીને, પામે પદ શુભ તેહ. કૃષ્ણ. ૩૧

**દોહરો.**

જોગી પામે પરમ પદ, સમજાવ્યો એ કાળ;
કૃષ્ણાર્જુન સંવાદમાં પૂર્ણ કર્યો હરિલાલ. ૩૨

---

## અધ્યાય ૯ મો–(રાજગુહ્યયોગ.)

**ગીતિ.**

જય જય જય જગ માતા, જ્ઞાતા જેથી સરવ જગત થાયે;
પ્રણમી પૂરણ પ્રેમે, ગુહ્યયોગ કહું નવમે અધ્યાયે. ૧

**રાગ કાળીંગડો.**

શ્રી ભગવાન કહે અરજુનને, સાંભળ તું આ વાર રે;
મારા કે'વાપર આસ્થા તને છે તો, કહું તુજને નિરધાર રે. ૨

---

૧ તેજ પ્રકાશ હોય ત્યારે. ૨ દિવસ હોય ત્યારે.

આ ગુહ્યમાં ગુહ્ય[1] વિજ્ઞાન સાથે, જ્ઞાન તને જે કહીશ રે;
એ જ્ઞાનને સમજીને પછી તું, સંસારમાં છુટીશ રે. ૩
આ જ્ઞાન તો સહુ વિદ્યાઓ મધ્યે, રાજાઓના જેવું જાણુ રે;
ગુહ્ય પદાર્થમાં રાજા સમાને, શ્રેષ્ઠ પવિત્ર પ્રમાણુ રે. ૪
પ્રત્યક્ષ પ્રમાણુવાળું છે પોતે, ધર્મના ફળરૂપ જેવું રે;
બહુ સુખથી કરવાને લાયક, અક્ષય ફળ દે તેવું રે. ૫
આ ધર્મ કેરી શ્રદ્ધા રહીત જન, પામે ન મુજને કદાપિ રે;
પણુ મોતવાળા સંસારની મધ્યે, ભમતો નિરંતર પાપી રે. ૬
અવ્યકત[2] રૂપે આ સર્વ જગતને, ઢાંકીયું મેં અરજુન રે;
માટે સરવ પ્રાણી મુજમાં રહ્યાં છે, પ્રાણીઓમાં હું રહું ન રે. ૭
તેમ સરવ પ્રાણી મારે વિષે નથી, અદ્ભૂત મહીમા એ મારો રે;
મુજ આત્મા પ્રાણીને પોષે સ્રજે તોય, તેઓમાં નથી તે રે'નારો રે. ૮
જેમ બધે ફરનારો નિરંતર, નભમાં[3] રે' વાયુ મહાન રે;
તેમ સર્વ પ્રાણી મુજમાંહી વસીઆં નિશ્ચય એમ તું જાણુ રે. ૯
પ્રલય સમે સહુ પ્રાણી મા'રી, માયાની માંહી સમાય રે;
કલ્પ થતાં ફરી પ્રાણી સરવને, હું સ્રજુ કુંતીકુમાર રે. ૧૦
મારી માયાનો આશ્રય કરતાં, માયા બળે વશ થાય રે;
તેથી સહુ પ્રાણીઓનો જથો આ, ફરી ફરી મુજથી સ્રજાય રે. ૧૧
તે કામમાં હું ઉદાસીની પેઠે ને, આસકિત રહિત રહું છું રે;
તેથી એ ઉત્પત્તિલયના કર્મથી, અરજુન, હું ન બંધાઉ રે. ૧૨
મુજ પ્રકાશ પામેલી માયા, સહુ જગને ઉપજાવે રે;
તેહ પ્રકાશપણાને પ્રતાપે, જગત પ્રવૃત્તિમાં આવે રે; ૧૩

---

૧ છાનામાં છાનુ. ૨ નિરાકાર. ૩ આકાશમાં.

સહુના મહેશ્વર[1] રૂપી પરમતત્વ, મારૂં ન મૂઢ જન જાણેરે;
તેથી મનુષ્યતનમાં રહેલો હું જે, તેમાં અનાદર આણે રે. ૧૩
જેઓમાં નિષ્ફળ આશા, કરમ, જ્ઞાન, વિચારહીન જે જનરે;
રાક્ષસી, આસુરી, મોહ, પ્રકૃતિ, તેને રહે આધીનરે. ૧૪
દૈવી પ્રકૃતિમાં રે'તા મહાત્મા, મુજવિન મન નહિ અન્ય રે;
તે મને સર્વાદિ,[2]ને અવિનાશી. સમજી કરે છે ભજનરે. ૧૫
તેહ નિરન્તર મુજનેજ ભજતાં, યત્નથી દૃઢ વૃત્તિ થાય રે;
તેમ નમસ્કાર કરતા નિરન્તર, ભક્તિથી ભજતા તે જાયરે. ૧૬
જ્ઞાન રૂપી યજ્ઞ પૂજતાં બીજા પણ, એકત્વે[3] મુજને ઉપાસેરે;
ભેદ રૂપે ભજતા બહુધા વળી, વિશ્વ રૂપે મને ગાશે રે. ૧૭
હું ક્રતુ[4] હું યજ્ઞ,[5] હું સ્વધા,[6] ઔષધ હું મંત્ર ઘૃત[7]રૂપ હુંજરે;
હોમનો અગ્નિ તે હુંજ કહાવું, હોમ સામગ્રી હું છુંજરે, ૧૮
આ જગનો પિતા, માતા, ને ધાતા, પિતાનો પિતા હું કા'વુંરે;
જાણવા યોગ્ય, પવિત્ર હું ૐકાર, યજુ; સામ, ઋગ્વેદ, હું છુંરે.૧૯
જગની ગતિ. પ્રભુ, પોષક સાક્ષી, હું શરણ, સુહૃદ, હું નિવાસરે;
ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય, ને નિધાન, હું, અવિનાશી, બીજ હું
ખાસ રે. ૨૦
હું તાપ દેઉ, ને જળને ખેંચું હું; પાછું તે હું વરસાવું રે;
અમૃતરૂપ હું; મૃત્યુ હું છું, અને સત્ય, ને અસત્ય કહાવુંરે. ૨૧
ત્રણ વેદ જ્ઞાતાઓ યજ્ઞવડે મને, પૂજે સોમ પાન કરતારે;
પાપરહિત થઇ સ્વર્ગની પ્રાપ્તિને, ઇચ્છે છે તે ધ્યાન ધરતારે.૨૨

---

૧ મહાન. ૨ સર્વના આદિ. ૩ અભેદ ભાવે. ૪ અગ્નિષ્ટોમાદિ કર્મ રૂપ. ૫ વૈશ્વદેવાદિક. ૬ પિતૃઓને આપેલું અન્ન. ૭ ઘી (હુતદ્રવ્ય).

તેઓ પુણ્યના ફળ રૂપ સ્વર્ગને, પામે છે કુંતીકુમાર રે;
સ્વર્ગમાં દિવ્ય દેવોના જેવા, ભોગવે ભોગ અપારરે. ૨૩
સ્વર્ગ તણું મહા સુખ માણી પછી, પુણ્ય ખુટયે અહિં આવેરે;
એ રીતે વેદ સિદ્ધ કર્મ[1]નો કર્તા, સકામી જાય ને આવેરે. ૨૪
જે જનો અનન્ય[2] થઇ ધ્યાન ધરતાં, (મને) સાક્ષાત્કાર કરેછેરે;
તે નિત્ય યુક્ત પુરૂષનો યોગ તે, મુજથી ક્ષેમ[3] ધરે છેરે. ૨૫
જે અન્ય દેવોના ભકતો શ્રદ્ધાએ, યુક્ત થઇને ભજે છે રે;
તેવા ભકત પણ અજ્ઞાન પૂર્વક,[4] પાર્થ મનેજ પૂજે છેરે. ૨૬
સર્વ યજ્ઞોનો ભોકતા છું હું, અને, ફળદાતા હુંજ પ્રસિદ્ધરે;
પણ મને તત્વથી તે[5] નવ જાણે, ફરી જન્મ તેથી ખચીતરે.૨૮
દેવને પૂજતાં દેવને પામે ને, પિતૃ પૂજે પિતૃ પામેરે;
ભૂતોને પૂજનારા ભૂતોને પામે ને; મને પૂજેતો મને પામેરે.૨૯
જે મને ભક્તિથી પત્ર, પુષ્પ, ફળ, જળ, આપે છે શુદ્ધબુદ્ધરે;
તે ભક્તિ પૂર્વક અર્પિત વસ્તુને સ્વીકારતો હું વિશુદ્ધરે. ૩૦
જે તું કરે છે, ને જે તું જમે છે, જે હોમે કુંતીકુમાર રે;
દાન જે દે, અને તપ જે કરે છે તે, આપ મને નિરધારરે.૩૧
એ રીતે શુભ, ને અશુભ ફળવાળાં, કર્મબંધનથી છુટીશરે;
સંન્યાસને યોગથી યુક્ત થઇને, થૈ મુક્ત મુજમાં ભળીશરે. ૩૨
હું સર્વ પ્રાણીમાં સરખો રહ્યો છું કો શત્રુ મિત્ર ન મારે રે;
તોપણ જે મને ભક્તિથી સેવે તે, મુજમાં છે, હું તેની માંહેરે. ૩૩
હોય ઘણો દુરાચારી છતાં મને, ભજે અનન્યજ ભાવે રે;
સાધુજ તેને જાણવો, તેનો નિશ્ચય શ્રેષ્ઠ કહાવે રે. ૩૪

---

૧ વેદમાં કહેલા કર્મ. ૨ જેને ભેદ દ્રષ્ટિ છેજ નહીં તેવા. ૩ કુશળતા—રક્ષા. ૪ અજાણપણે. ૫ સકામી પુરૂષો.

તેહ સત્વર ધર્માત્મા થઇને, અક્ષય શાન્તિને પામે રે;
મુજ ભક્ત નાશ ન પામેજ અરજુન, કર તું પ્રતિજ્ઞા એ કામેરે. ૩૫
ચંડાલ, સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર, ગમે તે, પણ હોય આશ્રયી મારારે;
પારથ, સર્વેજ નિશ્ચય તેઓ, પરમ ગતિ પામનારા રે. ૩૬
તો ભકત, ઉત્તમ બ્રાહ્મણ, રાજર્ષિ, પામે તેમાં શું કહેવું રે;
માટે દુ:ખી અનિત્ય આ લોકને પામી, મુજને ભજતા રહેવું રે. ૩૭
મુજમાં મનવાળો, ને મુજ ભકત થા તું, કર મને નમન પૂજનરે;
મુજમાં ચિત્ત જોડી મુજ પરાયણ થઇ; પામીશ મુજને ધન્યરે. ૩૮

**દોહરો.**

આત્મા ધારી મુજ વિષે, પામીશ તું મુજનેજ;
વ્યાસ હરીલાલે કહ્યું, અધ્યાયે નવમેજ. ૩૯

---

## અધ્યાય ૧૦ મો.—વિભૂતિ યોગ.

**દોહરો.**

પૂરણ ભાવે તુજને, કરૂં પ્રભુ પરણામ,
દશમો સમજણ કારણે, યોગ વિભૂતિ નામ. ૧

**ચોપાઈ ત્રણ તાળની.**

કહે ભગવાન હે અરજુન, વળી સુણ મુજ શ્રેષ્ઠ વચન,
તારૂં હિત ઇચ્છીને હું જેહ, પ્રીતિવાળા તને કહું તેહ. ૨
મારા મહીમાને દેવો ન જાણે, મોટા ઋષિઓ પણ ન પ્રમાણે;
બધી રીતે દેવો, ને ઋષિથી, છું હુ આદિ[1] ને તેઓ પછીથી. ૩

---

૧ પે'લાંનો.

મને જાણે અનાદિ[1] અજન્મ, જાણે સર્વનો ઈશ્વર મન;
તેહ મોહ રહિત અહીં થાય, સર્વ પાપ થકી તે મુકાય. ૪
જ્ઞાન,[2] બુદ્ધિ,[3] ક્ષમા,[4] અસંમોહ,[5] સત્ય,[6] દમ,[7] શમ,[8]
સુખ,[9] દુઃખ,[10] વોહ,[11]
ભવ,[12] ભાવ,[13] અહિંસા, ને ભય, તુષ્ટી,[14] તપ, દાન,
સમતા,[15] અભય. ૫
યશ, અપયશ, સહુ એ પ્રસિદ્ધ, ભાવો પ્રાણીના એ વિધવિધ;
સહુ ભાવ એ મુજથીજ થાય, નહિ મુજવિન કોથી કરાય. ૬
સપ્તમહર્ષિ, મનુ, સનકાદિ, ઉપજ્યા મુજ મનોભાવથી આદિ;
અહીં જેની આ સર્વ છે પ્રજા તેઓ મારા થકીજ છે થયા. ૭
મારી વિભૂતિને, ને યોગને, જેહ જાણે યથારથ તેને;
તેહ અવિચળ યોગે જોડાય, એમાં સંશય લેશ ન થાય. ૮
હું છું સર્વનું ઉત્પત્તિ સ્થાન, સર્વ મારાથી પ્રવર્તમાન;
એવું સમજી બુદ્ધિમાન જેહ, ભાવ સહિત ભજે મને તેહ. ૯
જેનાં ચિત્ત, પ્રાણ, મુજમાં રહ્યાં છે, મારો બોધ પરસ્પર પ્રોછે;
નિત્ય મારૂં કથન કરી તેહ, પામે સંતોષ, આનંદ એહ. ૧૦
મારે વિષે નિરંતર રે'તા, પ્રીતિ પુર્વક મુજને ભજતા;

---

૧ સૌથી પૂર્વનો. ૨ અનાત્મ પદાર્થના બોધ તે. ૩ અંતઃકરણમાં સૂક્ષ્મ અર્થનો વિવેક થવો. ૪ દુઃખ દેનારનું અનિષ્ઠ ન ચિંતવવું તે. ૫ કરવા યોગ્ય કર્મ વ્યાકુળતા રહિત કરવું. ૬ પ્રમાણસિદ્ધ નિશ્ચિત અર્થ કહેવો. ૭ બાહ્યેંદ્રિયોના બાહ્ય વિષયોથી નિવૃત્તિ તે. ૮ અંતઃકરણની વિષયોથી નિવૃત્તિ. ૯ અનુકૂળ જ્ઞાનથી થતો આનંદ. ૧૦ પ્રતિકૂળજ્ઞાનથી થતો પરિતાપ. ૧૧ વહેણ. ૧૨ ઉત્પત્તિ. ૧૩ સત્તા. ૧૪ સંતોષ. ૧૫ સમાન ભાવ.

બુદ્ધિયોગ તેને ઉપજાવું, જેથી તેઓ વડે હું ભજાઉં. ૧૧
તેઓનાજ અનુગ્રહ માટે, આત્માભાવે રહી રચું ઘાટ;
જ્ઞાન દીપકના ચિદાભાસે, અંધકાર અજ્ઞાન તો ના'સે. ૧૨
કહે અરજુન પરબ્રહ્મ આપ, તમો છોજી પવિત્ર અમાપ;
વ્યાસ, દેવલ, સર્વે ઋષિઓ, અસિત, દેવર્ષિ નારદ, એઓ. ૧૩
તમને શાશ્વત પુરૂષ, ને દિવ્ય, આદિ દેવ, વિભુ, અજ, એવ;
સહુ આપ વિષે કે'છે એમ, આપે મુજને કહ્યું પણ તેમ. ૧૪
મારી પ્રત્યે જે કો'છો તે સર્વે, સત્ય માનું છું હું વિણગર્વે;
નથી જાણતા દેવ દાનવો, પ્રભુ આપ પ્રભાવ તે એવો. ૧૫
(હે) પુરૂષોત્તમ, પ્રાણીના કરતા, દેવના દેવ અને નિયંતા;
તમે પોતેજ જગપતિ, જાણો, નિજ સ્વરૂપથી આત્મા પોતાનો. ૧૬
રહ્યા જેણે આ લોકમાં વ્યાપી, તે વિભૂતિ છે દિવ્ય તથાપિ;
બધી વિભૂતિ આપની જેહ, આપ કે'વાને યોગ્ય છો તેહ. ૧૭
(હે) યોગી, હું નિત્ય ધ્યાનને ધરતાં, તમને કેવી રીતે જાણું ભજતાં;
કેઇ કેઇ વસ્તુમાં ભગવાન, મારે તમને ચિંતવવા સુજાણ. ૧૮
નિજ યોગને, ને વિભૂતિને, ફરી વિસ્તારથી કહો મુજને;
અમૃતરૂપ સાંભળતાં વચન, નથી તૃપ્ત થતું પ્રભુ મન. ૧૯
કહે ભગવાન હમણાં તને તે, દિવ્ય વિભૂતિ કહું મારી પોતે;
મુખ્ય મુખ્ય કહું છું આ વાર, કે'તાં વિસ્તારે આવે ન પાર. ૨૦
સર્વ પ્રાણીના હૃદયે રહેલો, આત્મા રૂપ હું અર્જુન પે'લો;
સર્વ પ્રાણીનો આદિ, મધ્યાંત, હુંજ છું, સુણ, તજ્યે મન ભ્રાંત. ૨૧
આદિત્યોમાં હું વિષ્ણુ પ્રધાન, તેજસ્વીમાં હું રવિ અંશુમાન;
મરૂતોમાં મરીચિ હું જાણ, નક્ષત્રોમાં શશી મને માન, ૨૨

(અલબેલીરે અંબે માત જોવાને જઈએ.)

કહે અરજુનને ભગવાન, વિભૂતિ જો મારી;
છે ઈશ્વરતા એ જાણુ, મહીમા એ ધારી. ૨૩
વેદો મધ્યે સામવેદ હું, દેવોમાં છું ઇંદ્રરે;
ઇંદ્રિઓમાં મન તે હું છું, પ્રાણીમાં ચૈતન્ય. વિભૂતિ જો મારી. ૨૪
રૂદ્રો મધ્યે શંકર હું છું, રાક્ષસ યક્ષે કુબેર રે;
વસુઓ મધ્યે અગ્નિ હું છું, પર્વતમાં હું મેર.[1] વિભૂતિ—૨૫
સેનાપતિમાં સ્કંદજ[2] હું છું, સરવરમાં[3] નિધિ[4] માનરે;
હે પારથ હું પુરોહિતમાં, બૃહસ્પતિ હું જાણ. વિભૂતિ—૨૬
મહર્ષિઓમાં ભૃગુઋષિ હું છું, વાણીમાં ૐકારરે;
સ્થાવરમાં હિમાલય હું છું, યજ્ઞોમાં જપ ધાર. વિભૂતિ—૨૭
સર્વ વૃક્ષમાં પીંપળો હું છું, નારદ દેવર્ષિમાંરે;
ગંધર્વોમાં ચિત્રરથ હું, કપિલ મુનિ સિદ્ધોમાં. વિભૂતિ—૨૮
ઘોડા મધ્યે ઉચ્ચૈશ્રવા હું, હાથીમાં ઐરાવતરે.
આયુધોમાં વજ્ર હું છું, નરોમાંહિ હું નરપત.[5] વિભૂતિ—૨૯
ગાયોમાં હું કામધેનુ ને, સર્પોમાં વાસુકીરે;
કામ સર્વમાં પુત્રદ[6] એવો, કામજ હું છું નક્કી. વિભૂતિ—૩૦
નાગો મધ્યે અનન્ત હું છું જળચરમાંહિ વરૂણરે;
પિતૃઓમાં અર્યમા હું છું, યમ નિયમીમાં જરૂર. વિભૂતિ—૩૧
દૈત્યોમાં પ્રલ્હાદજ હું છું, ગણનારામાં કાળરે;
પક્ષીઓમાં ગરૂડ હું છું સિંહ મૃગોમાં ભાળ. વિભૂતિ—૩૨

૧ મેરૂ. ૨ કાર્તિક સ્વામી. ૩ સરોવર. ૪ સમુદ્ર. ૫ રાજા. ૬ પુત્રને આપનાર.

યેગીઓમાં પવનજ હું છું, શસ્ત્રધરોમાં રામરે;
મઘર હું છું મચ્છો મધ્યે, નદીમાં ગંગા નામ. વિભૂતિ-૩૩
અચૈતન્ય પદાર્થોની હું, અંત મધ્યને આદરે:
વિદ્યામાં અધ્યાત્મ વિદ્યા હું, વાદીઓમાં વાદ. વિભૂતિ-૩૪
અકાર સઉ અક્ષરમાં હું છું, દ્વંદ્વ[1], સમાસો માંહીરે;
અક્ષય કાળ, ને ધાતા,[2] હું છું, હું છું અન્તર્યામી; વિભૂતિ-૩૫
સંહર્તાઓમાં મૃત્યુ હું, ઉદ્‌ભવ[3] છું ભાવીમાંરે;[4]
કીર્ત્તિ[5], શ્રી[6], વાક્[7], સ્મૃતિ[8], ને મેધા[9], ધૃતિ[10]. ક્ષમા,
સ્ત્રીઓમાં. વિભૂતિ-૩૬
સામોમાં[11] હું બૃહત્[12] સામ છું, માસોમાં માગશર રે;
છંદોમાં[13] ગાયત્રી હું છું, ઋતુમાં કુસુમાકર.[14] વિભૂતિ-૩૭
કપટીઓમાં દ્યૂતજ[15] હું છું, તેજસ્વીમાં તેજરે;
જય હું છું, વ્યવસાયજ હું છું, સાત્વિકમાં સત્વજ.વિભૂતિ-૩૮
વાસુદેવ હું જાદવ મધ્યે, પાંડવમાં અરજુનરે;
કવિઓમાં શુક્રાચારજ હું, મુનિમાં વ્યાસજી મુન્ય. વિભૂતિ-૩૯
દમતાઓમાં[16] દંડજ હું છું. નીતિ, જીતેચ્છુ ઓ[17]માંરે.
તેમજ ગુહ્યાર્થોમાં મૌન હું, જ્ઞાન હું જ્ઞાનીઓમાં. વિભૂતિ-૪૦
સર્વ પ્રાણીનું બીજ જેહ છે, તે પણ હું અરજુનરે;
જેહ ચરાચર વસ્તુઓ તે, કોઇ નથી મુજ વીન. વિભૂતિ-૪૧

૧ એ નામનો સમાસ ( સંસ્કૃતમાં ) છે. ૨ ધારણ કરનાર. ૩ ઉત્કર્ષ. ૪ થનારાં કલ્યાણ. ૫ પ્રખ્યાતિ. ૬ સૌંદર્ય. ૭ વાણી. ૮ સ્મરણશક્તિ. ૯ બુદ્ધિ. ૧૦ ધીરજ, સહનશક્તિ. ૧૧ સામવેદની રૂચાઓમાં. ૧૨ એ નામની ઋચા. ૧૩ વેદની ઋચાઓ. ૧૪ વસંત ઋતુ ૧૫ જુગટું. ૧૬ શિક્ષા કરનારાઓમાં. ૧૭ જીતનેઇચ્છનારાઓ.

મારી દિવ્ય વિભૂતિઓનો અંત ન કુંતીકુમારરે;
કહી તને મેં આ વિભૂતિ જે, એક અંશ વિસ્તાર. વિભૂતિ–૪૨
જે જે પ્રાણી વિભૂતિવાળું, લક્ષ્મીવાન, બળવાનરે;
તે તે પ્રાણીને તું મારા, તેજથી થયલું માન. વિભૂતિ–૪૩
અથવા અર્જુન, બહુ જાણેથી તુજને થાય શું સિદ્ધરે;
આ સૌ જગને એક અંશથી, ધાર્યું મેંજ પ્રસિદ્ધ. વિભૂતિ–૪૪

**દોહરો.**

ઇશ્વરતા ઇશ્વર તણી, કરી ઇશ્વિરે પ્રકાશ,
દશમા આ અધ્યાયમાં, હરીલાલે, આભાસ. ૪૫

---

## અધ્યાય ૧૧ મો–વિશ્વરૂપ દર્શન યોગ.

**દોહરો.**

હોય કૃપા પ્રભુ તાહરી, સકળ કાર્યતો થાય;
તવ કરૂણાથી કહું હવે, એક દશો અધ્યાય.

**ઢાળ.**

અરજુન કે'છે અનુગ્રહ માટે જે, આપે વચન છે ઉચ્ચાર્યું;
તે પરમ, ગુહ્ય, અધ્યાત્મ થકી, મારૂં અજ્ઞાન નાશને પામ્યું. ૨
પ્રાણીની ઉત્પત્તિ, ને લય બેઉ તમોથી બરાબર જાણ્યું;
ઉપાધિ સહિત મહાત્મ્ય, અને, નિરૂપાધિ અવ્યય રૂપ શુણ્યું. ૩
જેવી રીતે પ્રભુ કો' નિજરૂપને તે, સર્વે યથાર્થ માનું;
હે પુરૂષોત્તમ જોવાને ઇચ્છું, ઐશ્વર રૂપ તમારૂં. ૪
હે પ્રભુ, તે રૂપ જોઈ શકું એવો, મુજને જો તમે માનો;
તો હે યોગેશ્વર, તે મુજને નિજ, અવિનાશી રૂપ દેખાડો. ૫

શ્રી ભગવાન કહે અરજુન તું, રૂપ જો સહસ્ર અનેક;
વર્ણ[1] જુદા જુદા આકૃતીઓ જુદી, જૂદા જૂદા દિવ્ય દેહ. ૬
આદિત્યો[2], વસુઓ[3], ને રૂદ્રો[4], જો ભારત, મરૂતો[5] અશ્વિનીકુમાર.[6]
પ્રથમ કદી નહિ જોયેલાં એવાં, આશ્ચર્ય જો તું અપાર. ૭
મારા આ દેહના જો એક ભાગમાં, જગ સચરાચર[7] આજે;
બીજું વળી જેહ જોવાને ઇચ્છે તે, પ્રગટું બધું તુંજ કાજે. ૮
પણ ચર્મ ચક્ષુ આ તારાં છે માટે તું, જોઇશ નહિ તે કદાપિ;
માટે આપું તને દિવ્ય ચક્ષુ તેથી, જો રૂપ મારૂં અમાપી.[8] ૯
સંજય કે'છે હે ધૃતરાષ્ટ્ર, કૃષ્ણે એવું કહીને;
પારથને પછી ઐશ્વર રૂપ તે, દિવ્ય દેખાડ્યું ધરીને. ૧૦
મુખ અનેક, ને નેત્ર અનેક છે, અદ્દ્ભુત વસ્તુ અનેક;
આભ્રણ[9] દિવ્ય અનેક કહાવે, સજ હથીઆર સહિત અનેક. ૧૧
દિવ્ય માળાઓ, ને વસ્ત્ર ધર્યાં છે, દિવ્ય સુગંધી લેપન;
આશ્ચર્ય સર્વ સહિત અનન્ત છે, સર્વ દિશાએ વદન. ૧૨
થાય ગગન માંહી એકજ વખતે, હજ્જારો સૂર્ય પ્રકાશ;
તો તે પ્રકાશની થાય બરોબર, ઐશ્વર રૂપનો ભાસ. ૧૩
તે સમે દેવના દેવને દેહે, એકજ ભાગે રહેલું;
છુટું થયેલું અનેક પ્રકારે, અર્જુને જગ બધું જોયું. ૧૪
ત્યાર પછી મહા વિસ્મયથી અને, હર્ષથી રોમાંચ વાળો;
અર્જુન પ્રભુને માથું નમાવીને, હાથ જોડી આમ બોલ્યો. ૧૫
હે દેવ, આપના દેહ વિષે, બધા, જોઉં છું દેવો, ઋષિયો;
પદમાસને ઇશ બ્રહ્મા, અને પ્રાણીઓના વર્ગ દિવ્ય સર્પો. ૧૬

---

૧ રંગ. ૨ બાર સૂર્યો. ૩ આઠવસુ. ૪ અગીયાર રૂદ્ર. ૫ ઓગણપચાસ વાયુ. ૬ બે અશ્વીનીકુમાર. ૭ સ્થાવર જંગમ. ૮ માપી શકાય નહિ તેવું. ૯ આભૂષણ.

નેત્ર ઉદર મુખ, બાહુ અતિશય, સઘળેથી બહુ રૂપવાળા;
આપને જોઉં, ને દેખું નહિ કાંઇ, આદિ મધ્યાંત[1] તમારા.૧૭
ચક્ર મુકુટ ગદાધર તેજના. રાશી[2] બધેથી પ્રકાશ;
જોઇ શકાય ન, અગ્નિ, સૂરજ સમ, આપનો દેખું આભાસ.૧૮
પરમ અક્ષર જાણવા લાયક, અવ્યય જગના નિધાન;
ધર્મ સનાતન ત્રાતા પ્રભુ તમે, જાણું હું પુરૂષ પુરાણ.　૧૯
ઉત્પત્તિ સ્થિતિ, ને નાશરહિત છે, અનન્ત પ્રભાવ તમારો;
સૂર્ય, ને ચંદ્ર, એ નેત્ર જણાય ને; બાહુને દેખું હજારો.　૨૦
સહુ મુખમાં બળતો અગની છે, નિજ તેજે જગને તપાવો;
પૃથ્વી, ને સ્વર્ગની વચ્ચે, બધે પ્રભુ, એકલા વ્યાપ્ત જણાઓ. ૨૧
તેમજ સર્વ દિશાઓ તમારાથી, વ્યાપ્ત થયેલી જણાય;
ઉગ્ર તમારા આ અદ્ભુત રૂપથી, ભયભીત ત્રણ લોક થાય.　૨૨
આ સહુ દેવ તો આપ વિષે પ્રભુ, નક્કી પ્રવેશ કરે છે;
આ કેટલાએક બીકને લીધે, કર જોડી સ્તુતિ ઉચરે છે.　૨૩
આ સહુ સિદ્ધ મહર્ષિ મુખેથી, સ્વસ્તિ વચન ઉચારી;
પૂર્ણ અર્થનાં બોધક વાકયથી, સ્તવન કરે મન ધારી.　૨૪
રૂદ્રો, આદિત્યો, વસુઓ, ને સાધ્યો; મરૂતો, અશ્વનીકુમાર;
ઉષ્મપા, વિશ્વદેવો, યક્ષ, ગંધર્વો, અસુર રે સિદ્ધો અપાર. ૨૫
એ સર્વે તમને જોઈ નિશ્ચય, વિસ્મય થાય અતીશે;
બહુ પેટ, મુખ, નેત્ર, હાથ, ઉરૂ, પગ દાઢોએ ભયંકર દીસે.૨૬
તેવું તમારૂં મહારૂપ જોઇને, હું અને પ્રાણી પીડાઈએ;
(હે) વિષ્ણુ, આકાશમાં વ્યાપ્ત, અને બળતા બહુ વર્ણ જણાએ. ૨૭

૧ મધ્ય અને અંત. ૨ ભંડાર.

આંખો ઘણી મોટી બળતી દેખાય ને, મુખ અતિશે વિકાશિત[1];
એ જોઇ ધીરજ, શાન્તિ ન પામું, મુજ મન મૂળથી વ્યથીત[2]. ૨૮
દાઢો ભયંકર ને પ્રલયાગ્નિ સમાન, છે મુખ તમારાં;
તે દેખતાંજ દિશાઓ જણાય ન, ગાત્ર નરમ થાય મારાં. ૨૯
હે દેવેશ્વર, જગના નિવાસી, મુજપર થાઓ પ્રસન્ન,
રૂપ તમારૂં આ અદ્‌ભુત જોઇને, ગભરાય બહુ મુજ મંન. ૩૦
આ વળી કૌરવ રાજા સહીતે, સહુ આપમાં ઝટ જાય;
ભીષ્મ પિતામહ, દ્રોણ, તથા આ, કર્ણ સગા મુજ થાય. ૩૧
વળિ મુખ્ય યોદ્ધા આ બીજા સગા સહ[3], પેસે ભયાનક મુખે;
દાંતથી બીહામણા મુખ માંહી; પોકારે કેટલા દુઃખે. ૩૨
માથાં ચવાયલા યોદ્ધાઓ કેટલા, દાંતમાં ચોંટયા દેખાય;
ટોળે ટોળાં મળી સરવે ઝડપથી, આપના મુખમાંહી જાય. ૩૩
જેમ નદીઓનાં પૂર ચઢી ચઢી, જાય સમુદ્ર મોઝાર;
મરવાને માટે પતંગીઆં ઝડપથી, બળતામાં પડે અપાર. ૩૪
તેમ સહુ વીર, યોદ્ધા બધા આ, મરવાને મુખમાં પ્રવેશે;
(હે) વિષ્ણુ તમો મુખમાં લઈ સર્વને, ચાટો છો આપ વિશેષે. ૩૫
આપના તેજથી જગતને પૂરીને, તેહને અતિશે તપાવો;
ઉગ્ર સ્વરૂપી તમે કોણ છો તે, મુજને પ્રભુજી જણાવો. ૩૬
(હે) દેવમાં શ્રેષ્ઠ, નમસ્કાર તમને, મે'ર કરો આજ ઈશ;
(હે) સર્વાદિ આપને જાણવા ઈચ્છું છું, જાણું પ્રવૃત્તિ ન લેશ. ૩૭

(વૈદરભી વનમાં વલવલે, એ રાગ.)

લોકના સંહાર કારણે, વૃદ્ધિ પામેલો કાળ;
તે કાળ રૂપે હું લોકને, થયો ખાવા તૈયાર. કૃષ્ણ કહે અરજુનને. ૩૮

---

૧ પહોળું. ૨ દુઃખી (ગભરાયલું). ૩ સાથે.

સામા શત્રુ કેરી ફોજમાં, રહ્યા યોદ્ધા આ જેહ;
તું લઢીને નહિ મારશે, પણ જીવશે ન તેહ. કૃષ્ણ—૩૯
તેથી તું ઉઠ લઢાઈમાં, શત્રુ જીતી જશ પામ,
ભોગવ રાજ નિરંકુશે, સવ્યસાચી[1] તું આમ. કૃષ્ણ—૪૦
તાહરા શત્રુઓ સર્વને, મારી મૂક્યા છે મેંજ;
પૂર્વેજ તાહારા યુદ્ધની, તું તો નિમિત્ત થા સેજ. કૃષ્ણ—૪૧
ભીષ્મ પિતા, દ્રોણાચાર્ય, ને, કર્ણ, જયદ્રથ, જેહ;
અન્ય વીરો, પણ સર્વને, મારી મૂક્યા મેં તેહ. કૃષ્ણ—૪૨
તે શત્રુ માર તું યુદ્ધમાં, દુઃખ મા ધર આજ;
યુદ્ધને કરતાં અવશ્યથી, બધું જીતશે રાજ. કૃષ્ણ—૪૩
સંજય કે' ભગવાનનાં, સુણી એવાં વચન;
હાથ બે જોડીને ધ્રૂજતાં, ભયભીત અરજુન. સંજય કે' ભગવાનનાં. ૪૪
કરી નમસ્કાર શ્રીકૃષ્ણને, થઇ નમ્ર અપાર;
ગદ્દગદ કંઠે ફરી બકી બોલ્યો કુંતીકુમાર. સંજય—૪૫
તવ કીર્ત્તિએ જગ હર્ષીને, પામે છે અનુરાગ;
રાક્ષસો હૃષીકેશ બી'નીને, બધે કરે નાશ ભાગ. અરજુન કે' ભગવાનને. ૪૬
તેમજ સિદ્ધ સમુહ તે, કરે સહુ નમસ્કાર;
અદ્દ્ભુત, અતિશે પ્રભાવથી, બધું યોગ્ય છે સાર. અરજુન. ૪૭
મા'ત્મા, અનન્ત, દેવેશ હે, હે જગતના નિવાસ;
બ્રહ્માના પણ ગુરૂ રૂપ ને, આદિ કર્ત્તા છો ખાસ. અરજુન. ૪૮
તો તમને કેમ દેવતા, ન નમે ? નમશેજ;
સત, ને અસત, રૂપથી જુદા, અક્ષરબ્રહ્મ તમેજ. અરજુન. ૪૯

---

૧ ડાબે ને જમણે બે હાથે બાણ મારી જાણનાર અર્જુન.

(હે) અનન્ત રૂપ, આદિ દેવ હે, તમો પુરૂષ પુરાણ;
સર્વજ્ઞ, જાણવા યોગ્ય, છો, જગ પરમ નિધાન. અરજુન. ૫૦
યમ, વાયુ, અગ્નિ, વરૂણ ને, પ્રજાપતિ[1] ને શશાંક;[2]
પ્રપિતામહ, સર્વ આપ છો, માટે તમને નિ:શંક. અરજુન. ૫૧
વાર હજાર નમી નમી, કરૂં છું નમસ્કાર;
તમને ફરી પણ વળી વળી, નમું વારંવાર. અરજુન. ૫૨
આગળ પાછળ નમું નમું, નમું સર્વ સ્વરૂપ;
સર્વ દિશાઓમાં આપને, કરૂં નમન અનૂપ; અરજુન. ૫૩
વીર્ય અનન્ત, પરાક્રમ, આપનાં છે અપાર;
સર્વને વ્યાપ્ત કર્યા થકી, સર્વ રૂપ છો સાર. અરજુન. ૫૪
આપનો મહિમા ન જાણતાં, જાણી ભાંડુ[3] સમાન;
વિક્ષેપથી, અને સ્નેહથી, કર્યું જે અપમાન. અરજુન. ૫૫
હે કૃષ્ણ, યાદવ, હે સખા, એવાં વચન કઠોર;
જે જે કહ્યાં આપ આગળે, ક્ષમા સર્વ કરોજ. અરજુન. ૫૬
તેમ હે અચ્યુત, હાસ્યમાં, કરતાં ગમત વિહાર;
શય્યામાં, આસને, ભોજને, કીધા જે અસત્કાર. અરજુન. ૫૭
એકલાં કે બીજા સાથમાં, કીધા જે અપરાધ;
એ સહુની ક્ષમા માગું છું, હે અમાપ નાથ ! અરજુન. ૫૮
ઉપમા રહિત પ્રભાવી હે, સહુ લોકના આપ-
પૂજ્ય, પિતા, ગુરૂ રૂપ છો, સહુથી મોટા અમાપ. અરજુન. ૫૯
આપ સમો પણ અન્ય કો, નથી ત્રિભુવન માંય;
તો પછી ચઢીયાતો આપથી, કોઇ મળશેજ ક્યાંય. અરજુન. ૬૦

---

૧ બ્રહ્મા. ૨ ચંદ્ર. ૩ સગા.

તેથી નમી દંડવત્ કરી, સર્વના સ્તુત્ય ઈશ;
કરૂણા કરો એવી પ્રાર્થના, કરૂં તમને અધીશ. અરજુન. ૬૧
આપ કરે ક્ષમા પુત્રને, મિત્ર મિત્રને દેવ;
પ્રિયા ને પ્રિય કરે ક્ષમા, કરશો મુંજને એમ. અરજુન. ૬૨
નહિ કદિ જોયેલું રૂપ આ, જોઈ રાજી હું થાઉં;
પણ બીં'કે મન મારૂં ખિન્ન થઇ, અતિશે અકળાઉં. અરજુન. ૬૩
માટે તે મૂળ રૂપ દાખવો, દેવ દેવના ઈશ;
જગત નિવાસી કૃપા કરો, તજી મુજ પર રીસ. અરજુન. ૬૪
ચક્ર, મુગટ, ને ગદાધર; પે'લાંનું જેહ રૂપ;
તેહ જોવાને હું ઈચ્છું છું, નમું હે વિશ્વ રૂપ. અરજુન. ૬૫
ચાર ભુજા રૂપના તમે, મૂળ રૂપેજ થાઓ;
સહસ્ત્રબાહુ આ રૂપથી, મહાકાળ જણાઓ. અરજુન. ૬૬
ભગવાન કે' અરજુનને, થઇને મેં પ્રસન્ન;
આત્મ યોગબળે દાખવ્યું; રૂપ પરમ પાવન. ભગવાન. ૬૭
તેજસ્વી, આ વિશ્વરૂપ તે, છે અનન્ત અનાદિ;
તુજ વિના તે નવ દાખવ્યું, પૂર્વ કોને કદાપિ ભગવાન. ૬૮
હે કુરૂ વીર, હું આ રૂપથી, આ લોકે તુજ વિન;
વેદ ને યજ્ઞ ને ધ્યાનથી, જોવા સહુ શક્તિ હીન, ભગવાન. ૬૯
દાન વડે ન જોઇ શકે, ક્રિયાઓથી ન જોય;
તુજ વિના કો દેખી નવ શકે, ઉગ્ર તપ કરે તોય.ભગવાન. ૭૦
મુજરૂપ ઘોર આ જોઇને, તુને દુઃખ ન થાઓ;
પ્રસન્ન ને નિર્ભય થઈ, તારો મૂઢભાવ જાઓ. ભગવાન. ૭૧
રૂપ હવે આ છોડીને, ધરૂં તે મૂળ રૂપ;
ચાર ભુજા રૂપથી ફરી, જો તું તેહ અનુપ. ભગવાન. ૭૨

સંજય કે' ધૃતરાષ્ટ્રને, કહી અરજુનને એમ;
પ્રભુજીએ તજી વિશ્વરૂપને, ધર્યું નિજરૂપ તેમ. સંજય કે' ધૃત્તરાષ્ટ્રને૭૩
પરમકૃપાળુ ફરી થકી, ધરી મૂળ શરીર;
ગભરાયલા અરજુનને, શાંત કીધો દઈ ધીર. સંજય. ૭૪
તવ માનુષી રૂપ આ પ્રભુ, જોઇ શાંતિ પમાય;
ચિત્ત થયું સ્વસ્થ માહરૂં, હવે ધીર ધરાય. અરજુન કે' ભગ.૭૫
હમણાં જે રૂપ દેખીયું તેં, એવું કદિ ન જણાય,
દેવતા પણ વિશ્વરૂપને, નિત્ય જોવાને ચા'ય. ભગવાન. ૭૬
જેવી રીતે દીઠો તેં મને, બીજો દેખે ન કોય;
વેદાધ્યયન. અગ્નિહોત્રથી, દાન, તપથી, ન જોય. ભગવાન. ૭૭
એવો તો ભક્તિ અનન્યથી, અર્જુન હું જણાઉં;
એથીજ દેખાઉં તત્વથી, પ્રાપ્ત પણ તેથી થાઉં. ભગવાન. ૭૮
કર્મો જે મુજ અર્થે કરે, શ્રેષ્ઠ માને મુનેજ;
ભક્ત મારો સંગ રહિત તે, પાર્થ મુજને પામેજ. ભગવાન.૭૯

**દોહરો.**

વૈર રહિત રે' પ્રાણિમાં; પરમભક્ત અરજુન,
હરીલાલ અગીઆરમા, ભાગ વિષે નહિ ન્યૂન. ૮૦

---

## અધ્યાય ૧૨ મો—ભક્તિયોગ.

**દોહરો.**

ઐશ્વર રૂપને નિરખીને, આગળ કરૂં પ્રણામ;
કહું અધ્યાયજ બારમો, ભક્તિયોગને નામ. ૧

## ચોપાઈ ત્રણ તાળની.

કહે અરજુન હે ભગવંન, એમ નિત્ય જે કરતો ભજંન;
વળી જે અક્ષર, અવ્યક્તને ભજે, તેમાં યોગ તે કોણુજ સજે. ૨
કૃષ્ણુ કે’ મુજમાં મન રાખી; નિત્ય સાત્વિક શ્રદ્ધાને દાખી;
મારૂં ચિન્તન કરતા છે જેહ, માનું શ્રેષ્ઠ બંનેમાં તેહ. ૩
વળી જે ઇંદ્રિયો નિયમિત કરે, સમબુદ્ધિથી જીવહિત ધરે;
સર્વ વ્યાપી, અવ્યક્ત, અચિંત્ય, અનિર્દેશ્ય[1] ને સ્થિર જે અત્યંત.૪
ધ્રુવ, અક્ષર, કૂટસ્થ,[2] એહ, તેનું નિત્ય ભજન કરે જેહ;
તે પણુ પામે છે મુજનેજ ભાઇ, અધિકારી પુરૂષ સુખદાઈ. ૫
પણુ અવ્યકતે[3] ચિત્ત જેનું લાગે, તેને કલેશ અધિકતર જાગે;
દેહધારી થકી તો સદાય, નિર્ગુણુ બ્રહ્મ તે દુઃખથી પમાય. ૬
વળી પાર્થ જે સર્વ કરમને, આપી મુજને ને તત્પર થઇને;
મને અનન્ય યોગે ઉપાસે, મારે વિષે અતિ ચિત્ત ભાસે. ૭
મૃત્યુ સંસાર સાગરમાંથી, તેનો ઉદ્ધાર કરૂં હું ત્વરાથી;
મન, બુદ્ધિ, માટે મારામાં રાખ્ય, મરતાં મુજમાંજ રે’, તું એ દાખ્ય.૮
પાર્થ ચિત્ત મુજમાં સ્થિર ધરવા, શક્તિ હોય ન જો તે કરવા;
તો તો અભ્યાસયોગ વડેજ, મને પામવા ઇચ્છા ધરેજ. ૯
હોય અભ્યાસે પણુ જો અશક્ત, તો મુજ કર્મમાં[4] થા તું આસક્ત;
મારે અરથે કરમ પણુ કરતાં, મોક્ષ સિદ્ધિને પામશે ભજતાં. ૧૦
તેમાં પણુ જો અશક્ત તું થાય, તો મુજ યોગને આશ્રયે જાય;
પછી યત આત્મવાન[5] થઇને, સર્વ કર્મનાં ફળને તજીદે. ૧૧

---

૧ શબ્દવડે કે’વાને અશક્ય. ૨ વિકાર રહિત. ૩ સૂક્ષ્મ—વ્યાપક
૪ મારે અર્થે—પ્રભુને અર્થે. ૫ મન ઇંદ્રિયાદિને નિયમમાં રાખનાર.

નક્કી શ્રેષ્ઠ અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન અતિ શ્રેષ્ઠ જાણ;
ધ્યાન થકી કર્મફળત્યાગ સારો, તેથી સત્વર મોક્ષ થનારો. ૧૨
સર્વ પ્રાણીમાં દ્વેષ રહિત, કરૂણાળુ, ને [1]મૈત્રી સહિત;
નિરહંકાર, મમતા રહિત, સમ સુખ દુઃખ ને જે ક્ષમીત.[2] ૧૩
જે નિરન્તર સંતોષવાળો, યોગી, વશ ઈંદ્રિયો કરનારો;
દ્રઢ નિશ્ચયી, મન, બુદ્ધિ મુજમાં, મારો ભક્ત મને પ્રિય જગમાં. ૧૪
જેહ જનથી ન લોક પીડાય, લોકથી જેને દુઃખ ન થાય;
હર્ષ ભય, ક્રોધ, ઉદ્વેગ મુક્ત, તે છે વા'લો મને અતિ યુક્ત. ૧૫
જેહ ભક્ત અપેક્ષાથી હીન, ડાહ્યો, શુદ્ધ જે છે ઉદાસિન;
સર્વ આરંભ ત્યાગી અદુઃખી, તે ને વા'લો મને અતિ સુખી. ૧૬
જેહ હર્ષ ને દ્વેષ ન ધરતો, ઈચ્છતો નહિ, શોક ન કરતો;
શુભાશુભ[3] કર્મ ત્યાગે જેહ, મને ભક્ત છે વા'લો તેહ. ૧૭
જે છે શત્રુને મિત્રમાં સરખો, માન અપમાન સરખાંએ નરખ્યો;
સમ શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, જેને, સંગ રહિત ગણાયજ તેને. ૧૮
તુલ્ય નિંદા, સ્તુતિ, જેને હોય, મૌનવાળો સંતોષી જે કોય;
જેહ ઘરથી રહિત, સ્થિર બુદ્ધ, તે છે વા'લો મને ભક્ત શુદ્ધ. ૧૯
વળી જે શ્રદ્ધાયુક્ત થઈને, મારે વિષેજ ચિત્ત ધરીને;
ધારે જે મેં આ કહ્યું ધર્મસુધા, તેવા ભકતો વા'લા મને બહુધા. ૨૦

**દોહરો.**

ડાહ્યા દુનીઆ માંહીં જે, જ્ઞાની સહુ સુખકાર;
હરીલાલ કે' તેહ છે, વા'લા પ્રભુને સાર. ૨૧

---

૧ મિત્રતા. ૨ ક્ષમાવાળો—ખમનારો. ૩ શુભ અને અશુભ.

## અધ્યાય ૧૩ મો—ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિભાગયોગ.

### દોહરો.

પ્રભુને પ્રિય થવા વિષે, પ્રભુએ કીધ ઉપાય;
વિશ્વ રૂપને પ્રણમીને, ઉચરૂં આ અધ્યાય. ૧

### ઢાળ.

ભગવાન ક'હે છે અરજુન પ્રત્યે, સાંભળ કુંતીકુમાર;
આ દેહનું નામ ક્ષેત્ર કે'વાય ને, ક્ષેત્રજ્ઞ[1] તે જાણનાર. ૨
ભારત, સર્વ ક્ષેત્રોમાં રહેલો, ક્ષેત્રજ્ઞ મુજનેજ જાણ;
ક્ષેત્ર, ને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન, તેને સત્ય જ્ઞાન કહું માન. ૩
દેહ રૂપી એ ક્ષેત્ર તણા જે, સ્વભાવ, ધર્મ, વિકાર;
ક્ષેત્રરૂપી તેહ કારણથી જે, કાર્ય બને તેનો સાર. ૪
તેમજ તે ક્ષેત્રજ્ઞ તણો જે, સ્વભાવને જે પ્રભાવ;
તે સઘળું ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું રૂપ, સંક્ષેપે કહું ધરી ભાવ. ૫
તે ઋષિઓએ બહુ રીતે [2]ગાયું, વેદે જુદું જુદું વર્ણવ્યું;
યુક્તિયુક્ત, નિશ્ચયાર્થી પદોએ, બ્રહ્મ સૂત્રે પણ ગણીયું. ૬
બુદ્ધિ અહંકાર, પંચ મહાભૂત, અવ્યક્ત, દશ ઇંદ્રિ મંન;
પાંચ ઇંદ્રિયોના પાંચ વિષય, ને, સુખદુઃખ, દ્વેષ, ચૈતન્ય. ૭
ઇચ્છા, સંઘાત, ને ધૃતિ, સરવ એ, ક્ષેત્ર તણા છે વિકાર;
ટુંકામાં દેહ વિકાર કહ્યા, ને, સુણ હવે જ્ઞાન વિચાર. ૮
માનીપણું[3] નહિ, દંભીપણું નહિ[4], આર્જવ[5], ક્ષાન્તી[6], અહિંસા[7]

---

૧ દેહરૂપી ક્ષેત્રને જાણનાર આત્મા. ૨ યોગશાસ્ત્રમાં. ૩ પોતે પોતાનાં વખાણ ઇચ્છવાં તે માનીપણું. ૪લાભ, પૂજા, ને ખ્યાતિને માટે પોતાનું ધર્મીપણું પ્રગટ કરવું તે દંભ. ૫ સરળતા—પાપરહિતપણે મનમાં હોય તે પ્રમાણે બહાર વર્તવું. ૬ ક્ષમા. ૭ કાયા, વાચા, ને મનથી કોઇ પ્રાણીને કોઇ રીતની પીડા ન કરવી તે.

શૌચપણું[1], ને આચાર્યની સેવા, આત્મવિનિગ્રહ,[2] સ્થિરતા.[3] ૯
ઇંદ્રિયોના વિષયે છે વિરાગજ,[4] નિરહંકારતા પણ;
જન્મ, મૃત્યુ ને જરા,[5] વ્યાધી,[6] દુઃખ દોષ, તણું દર્શન. ૧૦
પુત્ર, સ્રીઆદિ ગૃહ વિષયોમાં, આસક્તિ રહીતજ થાવું;
ઇષ્ટ, અનિષ્ટમાં સમચિત્ત રહીને, અભિષ્વંગ[7] રહિત ગણાવું. ૧૧
યોગ અનન્યથી ભક્તિ મારે વિષે, અવ્યભિચારીણી હોય;
એકાન્ત સ્થળનું સેવન કરવું, ને અપ્રીતિ વિષયોમાં જોય. ૧૨
નિષ્ઠા નિરંતર અધ્યાત્મજ્ઞાને, ને તત્વજ્ઞાનાર્થ તપાસે;
એ સર્વ વસ્તુ તે 'જ્ઞાન' અને એથી ઉલટું તે અજ્ઞાન ભાસે. ૧૩
જાણવા યોગ્ય છે તેહ જણાવું; જાણીને મોક્ષને પામે;
તેહ પરંબ્રહ્મ આદિ વિનાનું, સત કે અસત, નહિ નામે. ૧૪
તે બ્રહ્મના બધા દેહ વિષે છે, કર, પગ, શિર, નેત્ર, મુખ;
કાન બધે છે, ને વ્યાપ્ત કરી રહે સહુ લોકને તે પ્રમુખ. ૧૫
ઇંદ્રિયો રહિત છતાંય ઇન્દ્રિયોના સ્વભાવ સર્વ પ્રકાશે;
નિર્ગુણ છતે સર્વ ગુણને ભોગે ને અનાસક્ત[8] છતે પોષે. ૧૬
વ્યાપ્ત ચરાચર ભૂતોની અંતર, બાહેર દૂર નજીક;
છતાં ન સમજાય સૂક્ષ્મ હોવાથી, પ્રાણી થકી તે ખચીત. ૧૭
સૌ પ્રાણીમાં તે બ્રહ્મ એક છે, જુદાની પેઠે રહ્યું જેહ;

---

૧ શુદ્ધિ. ૨ મન અને ઇંદ્રિયોરૂપી આત્માનો મોક્ષથી પ્રતિકુળ-વિષયમાં થતી પ્રવૃત્તિનો નિરોધ કરવો. ૩ વિઘ્નોથી કાયર ન થતાં અડગ-પણે ધારેલું કાર્ય સિદ્ધ કરવું તે. ૪ પ્રીતિરહિતપણું. ૫ ઘરડપણુ. ૬ રોગ. ૭ સ્રીપુત્રાદિકના દુઃખે પોતાને દુઃખ થયું એમ માનવું તે. ૮ સર્વ પ્રાણી પદાર્થોમાં આસક્તિ ન છતાં તેમનું પોષણ કરે છે.

સર્વ ભૂતોને પોષે છતાં સંહારે ને સરજે તેહ. ૧૮
સર્વ પ્રકાશોને પ્રકાશનારૂં તે, અજ્ઞાન તમ[1]થી છે પાર;
જ્ઞાન,[2] જ્ઞેય,[3] જ્ઞાને જણાય, તેવું રહે સર્વના હૃદયમાં સાર.૧૯
એ રીતે ક્ષેત્ર, તથા જ્ઞાન, જ્ઞેયને સંક્ષેપથી કહ્યું જેહ;
ભક્ત એ ત્રણ જાણી મુજ ભાવ પામવા, યોગ્યજ થાય છે તેહ.૨૦
પુરૂષ ને પ્રકૃતિ એ બેઉને પણ, જાણ અનાદિજ શૂર;
થાય વિકારો ને ગુણો સરવ તે, કરે પ્રકૃતિ જરૂર. ૨૧
કાર્ય કરણના[4] કરતાપણામાં, પ્રકૃતિ હેતુ કે'વાય;
(અને) સુખ ને દુઃખોના ભોક્તાપણામાં, પુરૂષ હેતુરૂપ થાય. ૨૨
પુરૂષ તે પ્રકૃતિમાં રહી ભોગવે, થયલા ગુણો પ્રકૃતિથી;
પુરૂષના શુભને અશુભ યોની જન્મ,(તે) પ્રકૃતિ ગુણની[5] સંગતથી.૨૩
દેહમાં રે' છતાં દેહથી પર એવો પુરૂષ તે ભોક્તા ને ભર્તા;
તેને કહ્યા પરમાત્મા મહેશ્વર,[6] તે દ્રષ્ટા ને અનુમંતા.[7] ૨૪
એ રીતે ક્ષેત્રજ્ઞ પુરૂષને જાણે, જાણે પ્રકૃતિ વિકાર;[8]
તેહ સર્વ રીતે વરતે છતાં પણ, જન્મે નહિં ફરીવાર. ૨૫
કો ધ્યાને આત્મામાં આત્માને જુએ, અંતઃકરણના ધ્યાને;
કો સાંખ્યયોગે, ને કો કર્મયોગે, જુએ છે પોતે આત્માને. ૨૬
આત્માને એમ ન જાણતાં કોઈ, ઉપાસે ગુરૂથી સુણીને;
તે પણ શ્રવણપરાયણ રહીને, મૃત્યુને જાય તરીને. ૨૭

---

૧ અજ્ઞાનરૂપ અંધકારથી. ૨ જ્ઞાનસ્વરૂપ. ૩ જાણવા લાયક. ૪ કાર્ય એટલે શરીર, અને કરણ એટલે મન સુધાં એકાદશ ઇંદ્રિયો તથા બુદ્ધિ અને ચિત્ત, એ તેરનો સમુદાય. ૫ સત્વાદિ. ૬ દેહ અને ઇંદ્રિયોથી જૂદો. ૭ અનુમોદન આપનાર. ૮ પ્રકૃતિના દેહાદિક વિકાર.

જેટલી કાંઈક સ્થાવર જંગમ, વસ્તુ બને કુરૂવીર;
તે સર્વ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સંયોગે, થાય, સમજ મન ધીર. ૨૮
સર્વ વિનાશી ભૂતો વિષે સમ, રે'છે અવિનાશી જેહ;
તે પરમેશ્વરને દેખતા જે, દેખતા જાણ તું તેહ. ૨૯
સમ સર્વ ભૂતે યથાસ્થિતિ રે'તા; ઈશ્વરને દેખતાં જે;
આત્માથી આત્માને નહિ હણવાથી, પામે છે પરમગતિ તે. ૩૦
ત્રિગુણી પ્રકૃતિનેજ ખરેખર, સહુ કર્મ કરતી જે જુએ;
વળી અકર્ત્તા જુએ આત્માને, તેજ દેખતો છે પોતે. ૩૧
જ્યારે જુદાં જુદાં ભૂતો જણાએ, એકજ આત્માની માંહી;
તેમ જુએ ભૂત વિસ્તાર આત્માથી, બ્રહ્મ મળે ત્યારે ત્યાંહી. ૩૨
અનાદિને નિર્ગુણ હોવાથી, એ પરમાત્મા અવિનાશી ધાર;
ન કરે, ન લેપાય, દેહે રહ્યો છતાં, જાણ તું કુંતીકુમાર. ૩૩
સર્વત્ર વ્યાપી આકાશ, ન લેપાય, સૂક્ષ્મ હોવા થકી જેમ;
આત્મા સર્વ દેહે રે'તાં સૂક્ષ્મતાથી, લેપાયે નહિ તેમ. ૩૪
એક સૂરજ જેમ આ સહુ લોકને, દેતો અધિક ઉજાસ;
તેમજ ક્ષેત્ર સર્વને એકજ, ક્ષેત્રજ્ઞ કરતો પ્રકાશ. ૩૫
આમ ક્ષેત્રને ક્ષેત્રજ્ઞની ભિન્નતા, જ્ઞાન ચક્ષુ થકી જે જાણે;
ભૂત પ્રકૃતિથી છૂટવાનો મારગ યથાર્થ મનમાં આણે. ૩૬

**દોહરો.**

કૈવલ્ય મુક્તિ પામશે, તે જન તો નિરધાર;
હરિલાલે આ તેરમો, ધર્યો દિલે અધ્યાય.

# અધ્યાય ૧૪ મો–ગુણત્રયવિભાગયોગ.

## ( રાગ સવૈયાને મળતો. )

વ્યાસ, કૃષ્ણ ને પારથ કેરૂં, ધ્યાન ધરી બોલું આ વાર;
ત્રણ ગુણોના ભાગ તણો તો, આ અધ્યાયે કહું છું સાર. ૧
કૃષ્ણ કહે સૌ જ્ઞાનજ મધ્યે, ઉત્તમ શ્રેષ્ઠ, કહીશ જે જ્ઞાન;
જે જાણીને સર્વ મુનિજન, પરમગતિને પામ્યા જાણ. ૨
ધરી જ્ઞાન આ મુજ સ્વરૂપને, પામેલા પુરૂષો છે જેહ;
સૃષ્ટિ થતાં પણ જન્મે નહિ ને, પ્રલયે નાશ ન પામે તેહ. ૩
મહત બ્રહ્મ ત્રિગુણાત્મક માયા, તે મારૂં છે ગર્ભસ્થાન;
તેમાં ગર્ભ ધરૂં હું તેથી, સર્વે ભૂત ઉપજેજ નિદાન. ૪
સર્વ યોનિમાં થતાં શરીરની, છે ત્રિગુણી માયા માતા;
અર્જુન, હુંજ પિતા છું તેનો, મહત બ્રહ્મને બીજ દાતા. ૫
સત્વ, રજો ને તમો, ત્રિગુણ એ; પારથ, માયાથીજ થયા;
દેહ વિષે અવ્યય આત્માને, બંધન કરતા તેહ બધા. ૬
તે ત્રણ મધ્યે શુદ્ધપણાથી, "સત્વ" પ્રકાશક[1] દુઃખ રહિત,
જ્ઞાન અને સુખ સંયોગેથી, બાંધે છે અરજુન ખચીત. ૭
રાગ રૂપ જે રજો ગુણ તે, તૃષ્ણા આસક્તિ કરનાર;
તે કૌંતેય કરમ સંગતથી, જીવને બંધન કરતો ધાર. ૮
વળી અજ્ઞાને થતો તમોગુણ, સર્વ જીવને મોહ કરે;
પ્રમાદ, આળસ અને ઉંઘથી, તે જીવને બાંધેજ ખરે. ૯
સત્વગુણ તો સુખ પમાડે, રજગુણ કર્મ વિષે પ્રેરે;
તમગુણ ભૂલ કરાવે ઝાઝી, જ્ઞાન બધાને તે ઘેરે. ૧૦

---

૧ ચૈતન્યને તમોગુણ વડે થતા આવરણનો નાશ કરનાર.

બીજા બેને જીતી લઇને, જ્યારે જેહ ગુણ વધી જાય;
ત્યારે ભારત, તે ગુણથી નિજ,-કાર્ય કહેલાં સર્વ કરાય. ૧૧
આ દેહે ઇંદ્રિયદ્વારોમાં, જ્યારે જ્ઞાન પ્રકાશજ થાય;
સત્વગુણની વૃદ્ધિ થઈ છે, એ રીતે ત્યારેજ જણાય. ૧૨
જ્યારે રજગુણ વધે ત્યાહરે, સ્પૃહા, લોભ, પ્રવૃત્તિ થાય;
કર્મોનો આરંભ વધેને, શાન્તિ વિનાનો તે કે'વાય. ૧૩
કુરૂ નંદન, તમગુણ વધવાથી, વધે મોહને અધિક પ્રમાદ;
થાય કરમ માંહી અપ્રવૃત્તિ, વળી વધતો હૃદય અપ્રકાશ.[1]. ૧૪
સત્વગુણની વૃદ્ધિમાં જો, જીવ કદી મૃત્યુ પામે;
શુદ્ધ ઉપાસક લોક વિષે તે, સ્વર્ગે જઇને વિરામે. ૧૫
રજોગુણમાં મરે કદી તો, કર્માધિકારીમાં જાય;
તમોગુણમાં મોત થવાથી, મૂઢ યોનિ પશ્વાદિક થાય. ૧૬
મહર્ષિઓ સાત્વિક કર્મનું, સાત્વિક નિર્મળ ફળ કે'છે;
તેમ રાજસીનું ફળ દુખ રૂપ, તામસનું અજ્ઞાનજ છે. ૧૭
સત્વગુણથી જ્ઞાન થાયને, રજગુણથી લોભજ થાયે;
તમોગુણથી અજ્ઞાનજ થાય, મોહ પ્રમાદ, વધ્યા જાયે. ૧૮
સત્વ ગુણી સ્વર્ગે જાયે, ને, રજોગુણી આ લોકે રે';
નીચ તમોગુણથી તામસિ જન, નીચે નરક વિષે વિચરે. ૧૯
ત્રિગુણ સિવાય બીજા કરતાને, દ્રષ્ટાજન ન જુએ જ્યારે;
ગુણથી પર પરમાત્મા જાણે, મુજ ગતિને પામે ત્યારે. ૨૦
દેહ તણી ઉત્પત્તિનું જે, કારણ ત્રિગુણો તેહ તજે;
જન્મ, મૃત્યુ ને જરા દુઃખથી, મુક્ત થઈ તે મોક્ષ સજે. ૨૧

---

૧ અજ્ઞાનરૂપ અંધકાર.

અરજુન કે' પ્રભુ એ ત્રણ ગુણને, જીતનારાનાં ચિન્હ કહો;
શો આચાર? કઈ રીતે તે, ત્રિગુણોને જીતે સબળો. ૨૨
કૃષ્ણ કહે છે સત્વ કાર્ય રૂપ, હોય પ્રવર્તેલોજ પ્રકાશ;
રજોગુણના કાર્ય રૂપ જે, પ્રવૃત્તિ પામે આભાસ.
તમોગુણનું કાર્ય મોહ છે, એ ત્રિગુણી કાર્યોને જેહ.
દ્વેષ કરે નહિ, કે ઇચ્છે નહિ, નિવૃત્તિ પામેલો તેહ. ૨૪
જેહ ઉદાસી પેઠ રહ્યો છે, ત્રિગુણોથીજ ચળે નહિ જેહ;
ત્રિગુણ પરસ્પર વર્તે જાણી, કાંઈ કરે નહિ સ્થિર રે' તેહ. ૨૫
સમ સુખ દુઃખે, વળી સ્વસ્થ જે, સમ સોનું, માટી, પથરા;
પ્રિય અપ્રિય, ને સ્તુતિ નંદા, સમ એ સમજે તે ધીર ભલા. ૨૬
માન અને અપમાન બરાબર, શત્રુ મિત્ર ગણે સરખા;
ત્યાગ કરે સઉ આરંભોનો, ત્રિગુણાતીત તેને પરખ્યા. ૨૭
તેમજ મુજને ભક્તિ અનન્યે, જે પુરૂષો સેવે પોતે.
તે એ ત્રિગુણોને જીતીને, બ્રહ્મ થવા સુધી પો'ચે. ૨૮
બ્રહ્મનું અમૃત, અવ્યય; શાશ્વત, એકાન્તિક સુખ, ધર્મસ્વરૂપ;
વાસ્તવ રૂપ હું એ સઘળાં હું, મુજ ભક્તિથી મોક્ષ અનુપ. ૨૯

**દોહરો.**

ત્રિગુણી આ માયા સહુ, જગ જનની કે'વાય;
હરીલાલ તે ઓળખે; (જે) સમજે આ અધ્યાય. ૩૦

---

## અધ્યાય ૧૫ મો—પુરૂષોત્તમ યોગ.

**દોહરો.**

કૈવલ્યપદદાતા નમું, જગકારણ કે'વાય;
પુરૂષોત્તમનો યોગ કહું, પંદરમો અધ્યાય. ૧

**( ઓધવજી સંદેશો કે'જો શામને, એ રાગ. )**

કૃષ્ણ કહે છે અર્જુન પ્રત્યે પ્રેમથી,
છે આ તરૂ[1] શ્રુતિ, સ્મૃતિઓ મળી સંસારજો;
ઉંચાં મૂળ ને નીચે ડાળાં તેહને,
વેદ વાક્યનાં પત્ર[2] બન્યાં નિરધારજો. કૃષ્ણ કહે છે. ૨
તે અશ્વત્થ[3] તરૂના જે જન જાણે છે,
તે પુરૂષો જાણે છે સઘળા વેદ જો;
આત્મજ્ઞાન વિના ન કપાયે તે કદી,
માટે અવ્યય કે'વાયે એ ભેદ જો. કૃષ્ણ.—૩
તેનાં ડાળાં નીચે ને ઉંચે વધે,
વિષય રૂપી પલ્લવિં[4] ત્રિગુણેથી અપાર જો;
મૂળ વાસના રૂપ ચોટયાં નીચે ઉંચે,
મનુષ્ય દેહમાં પાપ પુન્ય કરનાર જો. કૃષ્ણ ૪
અહીંઆં તરૂનું તેવું રૂપ જણાય નહિ,
આદિ, અંત, ને મધ્ય નહિજ જણાયજો;
એ દ્રઢ મૂળના તરૂ અશ્વત્થ મહાનને.
દ્રઢ વૈરાગ્ય રૂપી શસ્ત્રે છેદાય જો. કૃષ્ણ—૫
છેદ્યા પછીં તો બ્રહ્મ રૂપી પદ જાણશે,
જે પદમાં રે'તાં ફરી જન્મ ન થાય જો,
જેનાથી તે તરૂની પ્રવૃત્તિ અનાદિ છે,
આદ્ય પુરૂષ તેવાને શરણે જાય જો; કૃષ્ણ—૬

---

૧ ઝાડ. ૨ પાંદડાં. ૩ પીપળો. જે વસ્તુ બીજે દિવસે રહેવાનો વિશ્વાસ ન હોય તે અશ્વત્થ કહેવાય છે. ૪ પાંદડાંવાળી ડાળીઓ.

માન, મોહ, ને સંગ, દોષ, જેના ગયા,
આત્મ વિચારે તત્પર કામ રહિત જો;
સુખ દુઃખના દ્વંદ્વથી છૂટયા વિદ્વાન જે,
તે અવિનાશી પદમાં જાય ખચીત જો. કૃષ્ણ—૭
જે પદ પામ્યે જન્મ મરણ તો ટળી જશે,
તે પદથી ઝાંખા અગ્નિ, શશી, સૂર્ય જો;
એવું મારૂં ધામ પરમ સ્વપ્રકાશ છે,
કે સર્વેનો થાય પ્રકાશજ દૂર જો. ષ્ણ—૮
છે જીવ ભૂત મુજ અંશ સનાતન લોકમાં,
મન સુદ્ધાં ઇંદ્રિયને ખેંચે તેહજો;
પ્રકૃતિમાં રે'તી શ્રોત્રાદિક સર્વને,
સંસારે છે અંશ નિશ્ચયે જેહ જો. કૃષ્ણ—૯
જે કાળે દેહને જીવાત્મા છોડીને,
જાય બીજા દેહે ત્યારે નિજ સાથ જો;
એ મન સુદ્ધાં ઇંદ્રિયને લઇ જાય છે,
જેમ પવન લે ગંધ પુષ્પથી ભ્રાત જો. કૃષ્ણ—૧૦
આ જીવાત્મા કાન, આંખ, ને ચામડી,
જીભ, નાક, ને મન ઇંદ્રિયો સાર જો;
એ છ ઇંદ્રિયનો આશ્રય કરતાંજ તે,
સેવે શબ્દાદિક વિષયો નિરધાર જો. કૃષ્ણ—૧૧
ભાવ દેહાત્મ તજ્યો કે દેહ વિષે રહ્યો,
ત્રિગુણ યુક્ત કે ભોગવતો ઉપભોગજો;
એવા આત્માને પણ મૂઢ ન દેખતા,
પણ દેખે છે જ્ઞાન ચક્ષુના લોક જો. કૃષ્ણ—૧૨

યત્ન કરતા યોગી જન પણ દેખતા,
નિજ બુદ્ધિમાં રે'તા આત્મા જેહ જો;
યત્ન કરંતા પણ મેલા મનના જનો,
દેખે નહિ એ આત્માને મૂઢ તેહ જો, કૃષ્ણ—૧૩
સૂર્ય ચંદ્રમાં તેજ રહેલું જેહ છે,
અગ્નિમાં પણ રે' જે તેજ પ્રમાણ જો;
તેમજ જે આખા જગને પ્રકાશ દે,
તેહ તેજ પણ મારૂં નિશ્ચે જાણ જો. કૃષ્ણ—૧૪
તેમજ નિજ બળથી પૃથ્વીમાં આવિને,
સ્થાવર જંગમ સર્વ ભૂતોને ધારૂં જો;
તેમજ રસનો દેનારો થઉં ચંદ્ર હું,
સર્વે ઔષધિઓના પોષણ સારૂં જો. કૃષ્ણ—૧૫
હું જઠરાગ્નિ રૂપ થઇને પ્રાણિના,
દેહ તણો આશ્રય કરી રહું છું સાર જો;
પ્રાણઅપાન વડે વળી ચાર પ્રકારનાં,
અન્ન પચાવું પેટ વિષે નિરધાર જો. કૃષ્ણ—૧૬
તેમ હું સર્વની બુદ્ધિમાં પેશી રહ્યો,
મુજથી સ્મૃતિ ને જ્ઞાન થાય ને જાય જો;
તેમ બધા વેદોથી હુંજ જણાઉં છું;
વેદ પ્રવર્તક છું, મને વેદ જણાય જો. કૃષ્ણ—૧૭
લોકોમાં આ બેજ પુરૂષ કે'વાય છે;
છે ક્ષર[1] એક, ને બીજો અક્ષર[2] જાણ જો;

૧. ઉત્પત્તિ નાશવાળો. ૨. ઉત્પત્તિ નાશરહિત.

કાર્ય રૂપ સહુ ભૂતો ક્ષર કે'વાય છે,
કારણ રૂપ માયા અક્ષર નિર્વાણ જો.　　કૃષ્ણ—૧૮
ઉત્તમ પુરૂષ જુદો ક્ષર અક્ષરથીજ છે,
તે "પરમાત્મા" એ નામે કે'વાય જો;
જે ત્રણ લોકે પેશીને તેને ધરે,
તે અવ્યય રૂપ ઈશ્વર રૂપ જણાય જો.　　કૃષ્ણ—૧૯
ક્ષરથી પર ત્યમ અક્ષરથી પણ શ્રેષ્ઠ છું,
માટે લોક વિષે ને વેદની માંહી જો;
"પુરૂષોત્તમ" એ નામ વડે હું પ્રસિદ્ધ છું,
લોકો મુજને પુરૂષોત્તમ કે' આંહી જો.　　કૃષ્ણ—૨૦
હે ભારત જે મોહ રહિત થઈ મુજને,
એ રીતે જાણે પુરૂષોત્તમ રૂપ જો;
તેણે જાણ્યો જગમાં સઘળું જાણીયું,
સર્વ ભાવથી મુજને ભજે અનુપજો.　　કૃષ્ણ—૨૧
પાપ રહિત હે ભારત! એ તુજને કહ્યું,
છાનામાં છાનું મેં પૂરણ શાસ્ત્ર જો;
એ જાણ્યાથી બુદ્ધિમાન જન તે બને;
તેમ સર્વ કૃત્યોથી થાય કૃતાર્થ જો.　　કૃષ્ણ—૨૨

દોહરો.

પુરૂષોત્તમના યોગનો, પંદરમો અધ્યાય;
વ્યાસ હરિલાલે કર્યો, રાગ સહિત કે'વાય.　　—૨૩

## અધ્યાય ૧૬ મો–દૈવાસુરસંપદ્વિભાગયોગ.

### દોહરો.

પુરૂષોત્તમ ભગવાનને, પ્રણમી વારંવાર;
દૈવાસુર સંપત્તિનો, કહું છું આ અધ્યાય. ૧

### ચોપાઇ ત્રણ તાળની.

કહે કૃષ્ણ અરજુન પ્રત્યે વાણ, કહુ દૈવીસંપત તે તું જાણ;
મન શુદ્ધિ, અભય, તપ, દાન, જ્ઞાને યોગમાં સ્થિતિ માન. ૨
યજ્ઞ, સ્વાધ્યાય, શાન્તિ, અહિંસા, સત્ય, દમ ને આર્જવ, લોકલજ્જા;
ત્યાગ, અક્રોધ, ભોગે અભાવ, અપૈશુન[1] ને અચપળ સ્વભાવ. ૩
સર્વ ભૂતે દયા, અક્રૂરતા, શૌચ, તેજ, ક્ષમા અદ્રોહતા;
ધૃતિ, નિર્માન, (એવા) ગુણવાળો જેહ, દૈવીસંપતસહ જન્મેલો તેહ.
દંભ, દર્પ ને ક્રોધ, પારૂષ્ય[2], અભિમાન, અજ્ઞાન, અવશ્ય;
એવા ગુણ વાળો જન જેહ, આસુર સંપત વાળો તેહ. ૫
દૈવીસંપતથી મોક્ષ માની, બંધન કરતા આસુરીને જાણી;
તું છે દૈવી સંપતવાળો માટે, શાને પાંડવ કરતો ઉચાટે. ૬
આંહી[3] પ્રાણીના છે બે પ્રકાર, દૈવી, આસુરી એ બેઉ ધાર;
કહ્યા દૈવીપ્રકાર વિસ્તાર, કહું આસુરી અધિક વિસ્તાર. ૭
જેહ અસુર સ્વભાવી મનુષ્ય, ધર્મ અધર્મ જાણે ન લેશ;
તેથી તેમાં ન શૌચ, આચાર, સત્ય પણ તેમાં નહિજ લગાર. ૮
જાણે જગત બધાને અસત્ય, અપ્રતિષ્ઠ, અનીશ્વર કૃત્ય[4];

---

૧ કોઈની ચાડી ચુગલી ન કરવી તે. ૨ અત્યંત કઠોર વચન પ્રત્યક્ષ ઉચ્ચારવાં. ૩ આ લોકે. ૪ જગત ઈશ્વરકૃત નથી.

નથી ઇશ્વર, કામ હેતુક[1] છે, બીજું કાંઇ કારણ નવ પ્રીછે. ૯
એવી દૃષ્ટિના જન નષ્ટાત્મા[2], ટુંકી બુદ્ધિના તેઓ જીવાત્મા;
એ તો જગતના ક્ષય માટે થાય, ઉગ્ર કર્મી આસુરી સ્વભાવ. ૧૦
કોઇકાળે પુરાય ન કામ, તેને આશ્રયે રહી મોહધામ;
દંભ, માન ને મદથી અશુદ્ધ, વૃત્ત આચરે તેહ અબુદ્ધ. ૧૧
એવા અશુભ નિશ્ચયને ગ્રહીને, વર્તે નીતિની વિરૂદ્ધ જઇને;
મર્ણપર્યંત[3] ચિન્તા અપાર, કામ, ભોગને શ્રેષ્ઠ કે'નાર. ૧૨
સુખ એમાંજ માને તેહ, બાંધ્યા શત આશાપાશથી[3] એહ;
કામે, ક્રોધે ને ભોગઇચ્છાએ, ધન સંગ્રહ ઇચ્છે અન્યાયે. ૧૩
મેં આ મેળવીયું ધન આજ, થશે મનના મનોર્થ પુરાજ;
દ્રવ્ય આટલું છે મુજ પાસે, વળી પણ બીજું એટલું થાશે. ૧૪
માર્યો શત્રુ આ, બીજાને મારૂં, હું ઇશ્વર, ને હું સિદ્ધિને ધારૂં;
ભોગી, બળવાન ને છું હું સુખી, પુરો ધનવાન કુળવાન મૂખી. ૧૫
બીજો મુજસમ કો છે મહાન, યજ્ઞ કરીશ ને દૈશ હું દાન;
હર્ષ પામીશ એવું અસુર, બોલે અજ્ઞાનમોહે જરૂર. ૧૬
એવા દુષ્ટ સંકલ્પો અનેક, તેથી ચિતભ્રાન્તિ થાય વિશેક;
મોહ રૂપી જાળેથી વીંટાયા, ઘણા કામે ને ભોગે ઘેરાયા. ૧૭
તેઓ પડતા અશુદ્ધ નરકમાં, તેથી અરજુન એમ તું કર માં;
'હુંજ મોટો' છું એ ગર્વ ધર્યાથી, ધન, માન ને મદ ઉપજ્યાથી. ૧૮
દંભે નામના યજ્ઞ કરે છે, પણ વિધિને કંઇ નવ ગ્રીછે;
ક્રોધી, દર્પી, અહંકારી; કામી, બળવાન, અદેખાઇ જામી. ૧૯

૧ કામજોરે સ્ત્રીપુરૂષના સંયોગથી ઉત્પન્ન થયેલું છે. ૨ રજ, તમદોષ વડે જેની વિવેકબુદ્ધિ ઢંકાયલી છે તે. ૩ સેંકડો આશાઓરૂપી બંધનોથી.

પોતાનાને બીજા દે'માં મારો[1], દ્વેષ કરતાં નરકમાં જનારો;
દ્વેષી, અશુભ,અધમ. ક્રૂર, એવા,(મારે)નિત્ય આસુરીયોનિમાં દેવા.૨૦
એવા મૂઢ જન્મોજન્મે અસૂર, થઇ પામે ન મુજને જરૂર;
વળી અંતે અધમ ગતિ પામે, દ્વાર નરકનાં ત્રણ છે આ સામે. ૨૧
કામ. ક્રોધ ને લોભ એ ત્રણનો, ત્યાગ કર, નાશ કરનાર નિજનો;[2]
એહ ત્રણ થકી છૂટયો છે જેહ, કરે કલ્યાણ પોતાનું તેહ. ૨૨
એ ત્રણ દ્વારથી પાછો જે ફરશે, પામે પરમ ગતિ ને ન ફરશે;
શાસ્ત્રવિધિ તજી નિજ મતે ચાલે, સુખ, સિદ્ધિ ને ગતિ ન ઝાલે. ૨૩
માટે શાસ્ત્ર પ્રમાણે પ્રમાણી, સારાં નરતાં કર્મને તું જાણીઃ
શાસ્ત્રવિધિમાં કહ્યું છે જેહ, કર કર્તવ્ય તારૂં તેહ ૨૪

**દોહરો.**

દેવાસુર સંપત તણો, પૂર્ણ થયો અધ્યાય;
નરસિંહસુત પ્રેમે કહે, સોળ સમજાવા સાર. ૨૫

---

## અધ્યાય ૧૭ મો—શ્રદ્ધાત્રય વિભાગ યોગ.

**દોહરો.**

પ્રણમી શ્રી ભગવાનને, કહું છું આ અધ્યાય;
શ્રદ્ધા ત્રણ વિભાગનો, પૂર્ણ કૃપાથી થાય. ૧
અર્જુન કે' વિધિ શાસ્ત્રની, તજી યજન કરનાર;
શ્રદ્ધાળુ જનના કહો, શ્રદ્ધાનાજ પ્રકાર. ૨
કૃષ્ણ કહે અર્જુનને, શ્રદ્ધાની ત્રણ જાત;
સાત્વિક, રાજસી, તામસી, થાય સ્વભાવથી ભ્રાત. ૩

---

૧. સર્વ વ્યાપક પરમાત્માનો. ૨. પોતાનો.

**( અલબેલીરે અંબે માત જોવાને જઇએ. એ રાગ. )**

કહે અરજુનને ભગવાન, એ શ્રદ્ધા સુણજે;
એ સ્વભાવથી છે જાણ, ત્રિગુણ ત્રણ રીત ભજે. ૪
સર્વની શ્રદ્ધા સત્વ સમી છે,[1] પણ શ્રદ્ધા જેની જેવી રે;
તે જન તેવી શ્રદ્ધામય છે, ભારત કહું એ કેવી. એ શ્રદ્ધા સુણજે. ૫
સાત્વિક જનતો ભજે દેવને, યક્ષરાક્ષસને રાજસ રે;
પ્રેતભૂતોને તામસ ભજતા, ત્રિગુણી શ્રદ્ધા ભારત. એ શ્રદ્ધા. ૬
શાસ્ત્રવિધિથી રહિત એવું, જે કરતા તપ ઘોર રે;
અહંકાર ને દંભ અતિશે, કામ રાગનું જોર. એ શ્રદ્ધા. ૭
પાડે મૂર્ખ ઇંદ્રિય સમૂહને, ને અંતરમાં મુજને રે;
તેહ આસુરી શ્રદ્ધાવાળા, છે કહું છું હું તુજને. એ શ્રદ્ધા. ૮
આહાર સહુને ત્રિવિધ પ્રિય છે, યજ્ઞ અને તપદાન રે;
તે પણ ત્રણ પ્રકારનાં છે, ભેદ તેહના જાણ. એ શ્રદ્ધા. ૯
આયુષ, બળ, આરોગ્ય વધે વળી સત્વ, રૂચિ, સુખ, વધતું રે;
રસિક, સ્નિગ્ધ, સ્થિર, હૃદયે ગમતું, ભોજન સાત્વિક ધર તું. એ. ૧૦
કડવું, ખાટું, ખારૂં, તીખું, લૂખું ને અતિ ઊનું રે;
દાઝેલું, દુ:ખ, શોક, રોગ, દે, એ ભોજન રાજસનું. એ. ૧૧
પ્રહર પહેલાં રાંધેલું ને, રસહીન ને ગંધાતું રે;
ટાઢું, એઠું, ભ્રષ્ટ થયેલું, એ તામસને વા'લું. એ. ૧૨
તજી ફળેચ્છાને કરતા જે, યજ્ઞ ધર્મ નિજ જાણી રે;
વિધિ પ્રમાણે દ્રઢ મનથી તે, સાત્વિક યજ્ઞ પ્રમાણી. એ. ૧૩

---

૧ અંતઃકરણના સરખી છે, એટલે જેનું જેવું અંતઃકરણ તેવી તેની શ્રદ્ધા હોય છે.

ફળ ઇચ્છાથી કે દંભેથી, યજ્ઞ કરેછે જેહરે;
તેહ યજ્ઞને ભારત તું તો, રાજસ ગણજે એહ. એ. ૧૪
વિધિ રહિત ને અન્ન રહિત વળી, શ્રદ્ધા મંત્ર રહિત રે;
યજ્ઞ કરે દક્ષિણા વિના તે, તામસ યજ્ઞ ખચીત. એ. ૧૫
દેવ દ્વિજ ગુરૂ જ્ઞાની કેરૂં પૂજન, આર્જવ સારરે;
શૌચ, અહિંસા, બ્રહ્મચર્ય સૌ શારીરિક તપ ધાર. એ. ૧૬
શાન્તિદાયક, હિતકર, પ્રિય વળી સત્ય વચનને વદવું રે;
શાસ્ત્રપઠન નિત્યે કરવું તે; તપ વાચિક સમજવું. એ. ૧૭
મન પ્રસન્ન અને નિષ્કપટી, ઇંદ્રિય નિગ્રહ, મૌનરે;
શુદ્ધ ભાવના, એહ સર્વ છે, માનસ તપ અર્જુન. એ. ૧૮
ફળતણી ઇચ્છા ત્યાગીને, પૂર્ણજ શ્રદ્ધા રાખેરે;
એક ચિત્તે એ ત્રણ તપ તાપે, સાત્વિક તપ તે દાખે.એ, ૧૯
દંભ, માન ને પૂજા અર્થે; વળી લેવા સતકાર રે;
કરે ત્રિવિધ તપ તે રાજસ છે, અધ્રુવ ને ચળ ધાર. એ. ૨૦
મૂઢ અતિ આગ્રહથી જીવને પીડી, તપ કરનાર રે;
પરના નાશજ માટ કરે તે, તપને તામસ ધાર; એ. ૨૧
દેશ કાળ ને પાત્ર[1] જોઇ નિજ ફરજ ગણીને દેતા રે;
દાન તણો બદલો નવ ઇચ્છે, સાત્વિક દાનજ તે તો. એ. ૨૨
બદલા માટે ફળઇચ્છાએ, દુઃખથી દાન અપાય રે;
અરજુન, એવું દાનજ નિશ્ચે, રાજસ તો કે'વાય. એ. ૨૩
દેશ કાળથી રહિત અપાત્રે, નહિ આદર સતકાર રે;
આપેલું જે દાનજ તે તો, તામસી દાન વિચારો. એ. ૨૪

---

૧ જે પોતાપર ઉપકાર ન કરનારો છતાં વિદ્યાદિ ગુણોથી સંપન્ન હોય તે.

બ્રહ્મતણી સંજ્ઞા ત્રણ રીતની; ૐ, તત્, ને સત્ ભેદ રે;
તેથી પે'લાં,[1] બ્રહ્માએ કીધ, દ્વીજ યજ્ઞ ને વેદ.　એ. ૨૫
તેથી 'ઓમ્' કહી સહુ ક્રિયા, શાસ્ત્ર વિધિથી થાય રે;
યજ્ઞ, દાન, તપમાં નિત્યે એ, બ્રહ્મવાદિથી વદાય.　એ. ૨૬
મોક્ષેચ્છુ જન ફળ ઈચ્છા તજીને, સત્ ઉચારી વિધિથી રે;
યજ્ઞ, દાન, તપ, ક્રિયા, કરે છે, અરજુન એ રીતીથી. એ. ૨૭
સદ્ભાવે, ને સાધુભાવમાં, તેમજ શ્રેષ્ઠ કરમમાં રે;
પ્રયોગ સત્ શબ્દનો કરે છે, પારથ, સઘળા શુભમાં. એ. ૨૮
યજ્ઞ, દાન, તપ, માંહીજ રે'વું, સત્ કે'વાયે તેહ રે;
કર્મ કર્યું જે પ્રભુ પ્રીત્યર્થે, તેને પણ સત્ કેહ.　એ. ૨૯
હોમ, દાન, તપ, જે કંઇ કરવું, મનની અણશ્રદ્ધાએરે;
આ લોકે પરલોકે નિષ્ફળ તેથી અસત કે'વાયે.　એ. ૩૦

**દોહરો.**

સત્તરમો અધ્યાય આ, પૂર્ણ થયો આ ઠામ,
હરીલાલ પણ પ્રેમથી, લેછે પ્રભુનું નામ;　૩૧

---

## અધ્યાય ૧૮ મો—મોક્ષ સંન્યાસ યોગ.

**દોહરો.**

શ્રદ્ધા સત્વગુણી ધરી, ધ્યાન કરી જગદીશ;
અઢારમા અધ્યાયમાં, મોક્ષયોગ વર્ણીશ.　૧

**(રાગ સવૈયાને મળતો.)**

અરજુન કે'છે હૃષીકેશ[2] હે, કેશી મારણ[3] મા'બાહુ[4];
ત્યાગ અને સંન્યાસતણું રૂપ, પૃથક્ પૃથક્ સુણવા ચાહું.　૨

---

૧ સૃષ્ટિના આદિ કાળમાં. ૨ ઈન્દ્રિયોના ઈશ. ૩ કેશી દૈત્યને મારનારા. ૪ મોટા હાથ વાળા.

કૃષ્ણ—કામ્ય[1] કર્મનો ત્યાગ તેહને, વિદ્વાનો સંન્યાસ કહે;
સર્વ કર્મનાં ફળ તજવાં તે, ત્યાગ વિચક્ષણ જન લહે. ૩
કો ધીમંત કહે એવું જે, દુષિત કર્મ તજવું જોઇયે.
વળી કોઇ કે' યજ્ઞ, દાન, તપ, નહિ તજવા લાયક કોઇએ. ૪
તે ત્યાગે નિશ્ચય જે મારો, તે સાંભળ ભરતોત્તમ[2] તું;
પુરૂષોમાં હે વાઘ સમા છે, ત્યાગ ત્રિવિધ તે નિશ્ચે કહું. ૫
યજ્ઞ, દાન, તપ, રૂપ કર્મ તે, નહિ તજવા લાયક જાણો:
શુદ્ધ કરે વિદ્વાનોને પણ, માટે તે કરવાંજ ગણો. ૬
પણ પારથ એ સઘળાં કર્મો, ફળ ઇચ્છા, અભિમાન તજી;
કરવા લાયક છે એ મારૂં, ઉત્તમ મન નિશ્ચે સમજી. ૭
વળી ત્યાગ જે નિત્ય કરમનો, તે અઘટીત સદા જાણો;
મોહ થકી તે ત્યાગ કરે તો, તે ત્યાગજ તામસ માનો. ૮
કર્મોને દુઃખદાયક માની, દેહકષ્ટ ભયથીજ તજે;
એહ રાજસી ત્યાગ સમજવો, તેથી ત્યાગનું ફળ ન મળે. ૯
નિત્ય કર્મ તો કર્યુંજ જોઇએ, એમ માની ફળસંગ તજી:
અરજુન એ કર્મો કરવાં તે, સાત્વિક ત્યાગ ગણો સમજી. ૧૦
સત્વ ગુણીને બુદ્ધિવંત, વળી હીનસંશય[3] ત્યાગી જેહ.
અશુભ કર્મમાં દ્વેષ કરે નહિ; શુભમાં પ્રીત ધરે નહિ તેહ. ૧૧
દેહધારીઓ બધી રીતથી, કર્મો તજી શકતાજ નથી;
પણ કર્મોનાં ફળને ત્યાગે, તે ત્યાગી કે'વાયકથી. ૧૨
અત્યાગીને[4] ઇહ પરલોકે[5], કર્મફળો થાયે ત્રણ રીત;

૧ ફળની કામનાવાળાં. ૨ ભરત કુળમાં શ્રેષ્ઠ અર્જુન. ૩ સંશય વિનાનો. ૪ ફળની ઇચ્છા રાખનારને. ૫ આ લોકમાં અને પરલોકમાં.

ઇષ્ટ[1] અનિષ્ટ[2] ને મિશ્ર[3] કહાવે, સંન્યાસીને તે ન કદીજ. ૧૩
સર્વ કર્મની સિદ્ધી માટે, કારણ પાંચ સમજ મુજથી;
સર્વ કર્મ સંપૂરણવાળા સાંખ્ય શાસ્ત્રમાં એ જુગતી. ૧૪
અધિષ્ટાન[4] એક કર્ત્તા[5] બીજું, ત્રીજું કારણ[6] વિવિધ પ્રકાર
ચોથું ચેષ્ટા[7] વિવિધ પૃથક ને, દૈવ[8] પાંચમું છે નિરધાર. ૧૫
પુરૂષો મન વાણી કાયાથી, શુભ અશુભ કરે જે કર્મ;
તેહ તણો આરંભ થવામાં, એ પાંચે કારણ છે મર્મ. ૧૬
તેમાં એમ છતાં જે કેવળ, આત્માને કર્તા લેખે;
તેહ દુર્મતિ શાસ્ત્ર વિવેકથી, રહાતપણે કાંઈ ન દેખે. ૧૭
જેને " હું કર્ત્તા છું " એવા, ભાવ નહિ, બુદ્ધિ ન લેપાય;
તે આ લોકોને હણિને પણ, હણતો નથી તે નહિ બંધાય. ૧૮
જ્ઞાન, જ્ઞેય, ને જ્ઞાતા એ ત્રણ, કર્મ માંહિ પ્રેરે નિરધાર;
કરણ, કર્મ ને કર્ત્તા એ, ત્રણ કર્મ તણા જાણો આધાર. ૧૯
સાંખ્યશાસ્ત્રમાં ત્રિગુણ ભેદથી, જ્ઞાન, કર્મ, કર્ત્તા એ રીત;
ત્રણ પ્રકારજ છે તેને પણ, સાંભળજે તું યથાઘટીત. ૨૦
ભેદ પરસ્પર વાળાં સર્વે, ભૂતોમાં અવિનાશી એક;
અખંડ તત્વ જણાએ જેથી, તેહ જ્ઞાનને સાત્વિક લેખ. ૨૧
વળી પરસ્પર ભિન્ન રહેલાં, આ સર્વે ભૂતોમાં જેહ;
ભિન્ન ભિન્ન આત્માને જાણે, રાજસ જ્ઞાન જાણવું તેહ. ૨૨

---

૧ પુન્ય કર્મનું શુભ ફળ. ૨ પાપનું અશુભ ફળ. ૩ પુન્ય ને પાપ, એ બે મિશ્રિત કર્મનું ભેગું ફળ. ૪ પંચ મહા ભૂતોનું કાર્ય, રૂપ સ્થૂળ શરીર. ૫ જીવ. ૬ શ્રોત્રાદિક ઈંદ્રિયો. ૭ પ્રાણાદિકની ક્રિયા એ દશ પ્રકારની કાર્ય ભેદથી જૂદી જૂદી છે. ૮ પ્રારબ્ધ.

વળી જ્ઞાન જે એક કાર્યમાં*, સંપૂર્ણ ચોટેલું હોય;
યુક્તિ રહિત તત્વાર્થ રહિત તે, અલ્પ જ્ઞાન તામસનું જોય. ૨૩
ફળની ઈચ્છાથીજ રહિત ને, સંગ, રાગ, દ્વેષથી, રહિત;
નિયમ સહિત જે કર્મ કરાએ, તે કર્મોજ સાત્વિક ખચીત. ૨૪
વળી કામેચ્છાથી અથવા, અહંકારથી થાયે જેહ;
બહુ કલેશથી જેહ કરાયે, રાજસ કર્મ સમજવું તેહ. ૨૫
વળી અનુબંધન[1], ક્ષય[2], હિંસા[3], ને પોરૂષ[4]ને ન વિચારી જેહ:
મોહે કર્મારંભ કરાએ, તામસ કર્મ ગણાયે તેહ. ૨૬
અણુ અભિમાની, રહિત ફળેચ્છા, ધૃતિ ઉત્સાહ સહિત જાણો;
સરખો સિદ્ધિ અણુસિદ્ધિમાં, તે કરતા સાત્વિક માનો. ૨૭
રાગી, કર્મફળેચ્છાવાળો, લોભી. હિંસક ને અપવિત્ર;
હર્ષશોકથી યુક્ત હોય તે, કર્ત્તા રાજસ જાણ ખચીત. ૨૮
વળી શઠ[5],પ્રાકૃત[6],સ્તબ્ધ[7],વિષાદી[8],અયુક્ત[9],નૈષ્કૃતિક[10]જ જેહ;
દીર્ઘ સૂત્રી[11] તે આળસવાળો, તે કર્ત્તાને તામસ કેહ. ૨૯

**ચોપાઈ ત્રણતાળની.**

સત્વ, રજ, તમ, ત્રિગુણના ભેદે, બુદ્ધિ ત્રૈણ પ્રકારની છે તે;
તેમ છે ધૃતિ ત્રૈણ પ્રકારે, સુણ સઘળું જુદું જુદું ત્યારે. ૩૦
બંધ, મોક્ષ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, કાર્યાકાર્ય[12] ભયાભય સમજતી;
જેહ બુદ્ધિ એ સઘળાને જાણે, તેહ સાત્વિક તું ઉર આણે. ૩૧

---

* દેહાદિકરૂપ કાઇ કાર્યમાં. ૧ ભવિષ્યમાં થનારૂં અશુભ ફળ. ૨ નાશ. ૩ પ્રાણીઓને પીડા કરવી તે. ૪. બળ. ૫. કપટી. ૬. શાસ્ત્ર સંસ્કારથી રહિત બુદ્ધિવાળો. ૭ અનમ્ર. ૮. વ્યાકૂળ. ૯. યોગ્ય કર્મમાં ચિત્તની અસાવધતાવાળો. ૧૦. ઉપકારને બદલે અપકાર કરી પોતાનો સ્વાર્થ સાધનાર. ૧૧. નિરંતર શંકાયુક્ત, વહેમી હોવાથી ઘણી ધીમાશવાળો. ૧૨. કરવા યોગ્યને ન કરવા યોગ્ય.

નવ સમજે યથાર્થ ધર્મ, તેમ કાર્ય અકાર્ય અધર્મ;
ખરાખોટાનો સંશય જેને, જાણ રાજસી બુદ્ધિ તું તેને. ૩૨
જેહ અધર્મને ધર્મ જાણે, સર્વ અર્થોને વિપરીત માને,
એવી તમસે[1] ઢંકાયેલી જેહ, જાણ તામસી બુદ્ધિ તું તેહ. ૩૩
યોગે વ્યાપ્ત ધૃતિ[2] વડે ધારે,[3] મન પ્રાણેંદ્રિયોની ક્રિયાને;
ક્રિયા રૂદ્ધ[4] જે ધૃતિથી કરાય, તેને સાત્વિકી ધૃતિ કે'વાય. ૩૪
વળી અર્જુન કર્ત્તાપણાથી, જેહ ધૃતિવડે ફળની ઇચ્છાથી;
કરે ધારણ ધર્માર્થ[5] કામ, તેહ ધૃતિનું છે રાજસી નામ. ૩૫
જેહ ધૃતિ વડે દુર્બુદ્ધિ જન, ભય, શોક, વિષાદ[6], સ્વપ્ન[7];
અને મદ એ સર્વને ન ત્યાગે, ત્યારે ધૃતિ તેહ તામસી લાગે. ૩૬
વળી ભારતશ્રેષ્ઠ તું સુણજે, કહું સુખના પ્રકાર હું ત્રણ જે;
જેહ સુખમાં અભ્યાસે રમાય, તેમ દુઃખનો અંત પમાય. ૩૭
જેહ આરંભે ઝેર સમાન, પણ અંતે અમૃતતુલ્ય જાણ;
એવું નિજ બુદ્ધિથકી ઉપજ્યું છે, સુખ સાત્વિક તેને કહ્યું છે. ૩૮
જેહ વિષયેંદ્રિ[8] સંયોગે થાય, પે'લાં અમૃતતુલ્ય જણાય;
પણ અંતે છે ઝેર સમાન, સુખ રાજસ તેહને જાણ. ૩૯
જેહ પ્રારંભ માંહી ને અંતે, નિજ બુદ્ધિને મોહક અંતે;
થાય ઊંઘ આળસને પ્રમાદે, જાણ તામસ સુખ તે જાદે. ૪૦
ત્રણ ગુણ જે પ્રકૃતિના જોય, તેથી રહિત પદારથ હોય;
એવો છે નહિ કોઇ આ લોકે, તેમ નથી સ્વર્ગમાં દેવલોકે. ૪૧

૧. તમો ગુણવડે. ૨. યોગમાં અનન્યભાવવાળી ધારજ. ૩. વશ કરે. ૪. અવળે માર્ગે થતી ક્રિયાનો અટકાવ. ૫ ધર્મ અને અર્થ. ૬ વ્યાકુળતા. ૭ નિદ્રા. ૮ વિષય અને ઇંદ્રિયોના સંયોગથી.

બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય ને શૂદ્ર, ચાર વર્ણનાં કર્મ વિશુદ્ધ;
તે સ્વભાવ ગુણોના પ્રમાણે, જુદાં જુદાં સાંભળ તું આ ટાણે. ૪૨
ક્ષાન્તિ, શમ, દમ, તપ, શૌચ, જ્ઞાન, આર્જવ, આસ્તિકતા ને વિજ્ઞાન;
સુણો અર્જુન, નવ એ સ્વભાવી, દીધાં બ્રાહ્મણ કર્મો બતાવી. ૪૩
શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષ્ય,[1] દાન, યુદ્ધે પણ અપલાયન[2] માન;
તેમ ઈશ્વર ભાવ[3] એ સર્વ, એ સ્વાભાવિક ક્ષત્રિય કર્મ. ૪૪
ખેતી, ગાયોની રક્ષા, વેપાર, વૈશ્ય કર્મ સ્વભાવથી ધાર;
વળી શૂદ્રનું કર્મ સ્વભાવી, દ્વિજ[4] જાતીની સેવા ઠરાવી. ૪૫
પોતપોતાનાં કર્મ નિષ્ઠાએ, કરવાથી તો સિધ્ધિ પમાએ;
નિજ કર્મમાં નિષ્ઠાથી જેવી, સિદ્ધિ પામે છે સાંભળ તેવી. ૪૬
જેથી ભૂતોની ઉત્પત્તિ થાય, જેણે આ સહુ વ્યાપ્ત જણાય;
તેહ ઈશ્વરને સ્વકરમથી, રાજી કરીને પામે શુદ્ધિ મનની. ૪૭
સારી રીતે પરધર્મ[5] પળાય, સ્વધર્મે ગુણ ઓછા જણાય;
તોય પરનાથી નિજ ધર્મ સારો, તેહ પાપ બધું હરનારો. ૪૮
નિજ કર્મ સ્વાભાવીક જેહ, દોષ છતાં એ તજવાં ન તેહ;
અગ્નિ ધુમાડે ઢંકાયો જેમ, સહુ ધર્મ ઢાંકયા દોષે તેમ. ૪૯
જીત આત્મા ને બુદ્ધિ અસક્ત, સ્પૃહા રહિત છે જે સર્વત્ર;
પરમ નૈષ્કર્મ્ય[6] સિદ્ધિને પામે, તે સંન્યાસવડે તો વિરામે. ૫૦
સિદ્ધ બ્રહ્મને જે રીતે મળતો, કહું ટુંકામાં તે રીત વળતો;
વળી જ્ઞાનની પરમનિષ્ઠા, તેને કૌંતેય સાંભળ સ્પષ્ટ. ૫૧
શુદ્ધ બુદ્ધિથી યુક્ત થયેલો, ધૃતિએ મનવશ કરેલો;

---

[1] સાહસ કર્મમાં પણ ડહાપણ વાપરવું તે. [2] યુદ્ધમાંથી નાશી ન જવું. [3] ઉપરીપણું. [4] બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્ય. [5] અન્ય વર્ણ અને આશ્રમનો ધર્મ. [6] આત્મજ્ઞાન.

શબ્દાદિક વિષયને તજે છે, રાગદ્વેષ તજી બ્રહ્મ પ્રીછે.　　૫૨
વાસ એકાન્ત ઓછું ખાનાર, કાયા, વાચા, ને મન જીતનાર;
ધ્યાનયોગે પરાયણ નિત્ય, વૈરાગ્યનો આશ્રય પણ છે ખચીત. ૫૩
અહંકાર ને બળ, દર્પ, કામ, ક્રોધ, પરિગ્રહ, મમતા એ નામ;
તજી સર્વ ને શાન્તજ થાય, બ્રહ્મ સાક્ષાત્કાર કરાય.　　૫૪

**( પ્રાણીઆ ભજીલેને કીરતાર. એ રાગ. )**

જે જન બ્રહ્મભૂત[1] તો થાય, તેનું મન્ન પ્રસન્ન સદાય; (ટેક).
તે જન શોચ કરે નહિ જરીએ, કરે નહિ ઇચ્છાય;
સર્વ ભૂતમાં સમાન તેથી, પરાભક્તિ મમ થાય. જે જન. ૫૫
જાણે તત્વ થકી ભક્તિ એ, મુજ પરિમાણ સ્વરૂપ;
તે મુજને તત્વે જાણીને, પછી થાયે મુજ રૂપ. જે જન. ૫૬
સર્વ કર્મને કરે નિરન્તર, પણ મુજને અરપાય;
મુજ અનુગ્રહથી શાશ્વત[2], અવ્યય[3], પદમાં તે જન જાય. જે. ૫૭
ચિત્તવડે સહુ કર્મજ મુજને, અરપી શરણ થનાર;
બુદ્ધિ યોગ ધરી નિત્યે થા, મુજમાં ચિત ધરનાર. જે જન. ૫૮
તેવો થઇ મુજ કૃપા થકી તું, તરશે સર્વ કઠણને;
પણ અભિમાને નહિ સુણશે તો, પામીશ નાશ સઘળાને. જે. ૫૯
નહિ લઢવાનો અહંકારથી, નિશ્ચય જો તું માને;
તો તે નિશ્ચય વ્યર્થ તાહરો, રણે પ્રકૃતિ[4] તાણે. જે જન. ૬૦
નિજ સ્વાભાવિક કર્મ વડે તું, અર્જુન થયેલો વશ છે;
મોહથી જે કરવા ઇચ્છતો નથી, તે પરવશ થઇ કરશે. જે. ૬૧

---

૧. વેદાન્તશાસ્ત્રના શ્રવણ મનનાભ્યાસથી "અહંબ્રહ્માસ્મિ" એવા દ્રઢ નિશ્ચયવાળો. ૨ ઉત્પત્તિ વિનાશથી રહિત. ૩ પરિણામભાવથી રહિત. ૪ ક્ષત્રીય ધર્મની રજોગુણવાળી પ્રકૃતિ યુદ્ધ કરાવશેજ.

યંત્રારૂઢ પ્રતીમા[1] પેઠે, પ્રાણીને ઈશ્વર તો;
ભ્રમણ કરાવે માયાએ પણ, તેના હૃદયે રે'તો. જે જન. ૬૨
સર્વ પ્રકારે તે ઈશ્વરના, આશ્રયને અર્જુન લે;
તેવા અનુગ્રહથી પામે પર શાન્તિ, શાશ્વત સ્થળને. જે જન. ૬૩
એવું મેં તુજને છાનામાં, છાનું જ્ઞાન બતાવ્યું;
એ સઘળાને મનમાં સમજી, કર પછી તુજને ફાવ્યું. જે જન. ૬૪

ઢાળ.

સર્વથી છાનામાં છાનું ફરીથી, પરમ વચન મુજ સુણજે;
કારણ મુજને તું છે પ્રિય ઝાઝો, માટે કહું છું હિત જે. ૬૫
મુજમાંહી મન રાખનાર થા અરજુન, થા ભક્ત યજનને કરતો;
તેમ નમસ્કાર કર મુજને તો, મુજનેજ પામીશ વળતો. ૬૬
તુજને પ્રતિજ્ઞા કરી કહું છું જે, છે અતિ વા'લો મને તું:
સર્વ ધર્મનો ત્યાગ કરી એક, મારેજ શરણે થા તું. ૬૭
તેથી હું તુજને સર્વ પાપથી, છોડાવીશ શોચ કર ના;
તુજ હિત માટે કહેલું સર્વ છે, અન્યને કદીએ કહું ના. ૬૮
સેવા રહિત, ને ઇન્દ્રિયજીત ને, મુજમાં અસૂયી[2] અભક્ત:
એ સરવેને આ ઉપદેશ તો, કરવો સદા છે અયુક્ત. ૬૯
મારે વિષેજ પરા ભક્તિ કરીને, આ પરમ ગુહ્યને જેહ;
મુજ ભક્ત માંહી સ્થાપન કરશે,[3] મુજનેજ પામશે તેહ. ૭૦
તેમજ લોકમાં તેથી વધારે, મુજમાંહી પ્રેમી નહિં કો;
તેમ અધિક જગતમાં તેથી, મુજને વા'લો નથી બીજો. ૭૧
આ આપણા ધર્મસંવાદને જે, હરનીશ અન્તર ધરશે;

૧ યંત્રથી ચાલતી પુતળીઓ. ૨ દોષારોપણ કરનાર. ૩ સમજાવશે.

તે રૂપી જ્ઞાનયજ્ઞથી હું પૂજીત, થાઉં એ મત મુજ નિશ્ચે. ૭૨
અનસૂયી,[1] શ્રદ્ધાવાન થઈ પણ, જે નર આ સાંભળશે;
તે પણ મુક્ત થઇ પુણ્યકર્મી, શુભ લોકને જઇ મળશે. ૭૩
પાર્થ અરે શું? આ એક ચિત્તે, સાંભળીયું તેં શાસ્ત્ર;
અજ્ઞાન, મોહ, ગયો, શું તારો? તે તું કહે મને છાત્ર.[2] ૭૪
અર્જુન કે' પ્રભુ આપ દયાથી, મેં બધું જ્ઞાન ગ્રહ્યું,
મોહ, ને સંદેહ નાશ થયા સહુ, કરીશ હું આપનું કહ્યું. ૭૫
સંજય કે' હે ધૃતરાષ્ટ્ર મેં, રોમ[3] ઉભાં કરનાર;
અરજુન કૃષ્ણનો સંવાદ અદ્‌ભૂત, આવો સાંભળ્યો સાર. ૭૬
આ અતિ છાના યોગને કે'તા, કૃષ્ણ યોગેશ્વર પોતે;
તેમના મુખથી સાક્ષાત સાંભળ્યું, વ્યાસકૃપાએ મેં પોતે. ૭૭
અરજુન કૃષ્ણનો પુણ્યરૂપી આ, અદ્‌ભૂત જેહ સંવાદ;
સંભારી સંભારી વારેવારે હું, હર્ષિત થાઉં અપાર. ૭૮
રાય પ્રભુનું સંભારી સંભારી. અદ્‌ભૂત તે વિશ્વરૂપ;
મુજ મનમાં મહા વિસ્મય પામું, (ને) ફરી ફરી હર્ખું અનુપ. ૭૯
કૃષ્ણ યોગેશ્વર જ્યાંહી રહ્યા છે, (ને) જ્યાં પાર્થ ધનુ ધરનારો;
ત્યાં શ્રી[4], વિજય[5], ભૂતિ, નીતિ, અચળ છે, એ મત રાય
છે મારો. ૮૦

કૌરવ નહિ જીતે કદી, પાંડવની છે જીત;
સંજય કે' ધૃતરાષ્ટ્રને, કહું છું એહ ખચીત. ૮૧

---

૧ અસૂયા ન કરનારો. ૨. શિષ્ય. ૩. રૂવાં. ૪. રાજ્ય લક્ષ્મી. ૫. ઉત્તરોત્તર રાજ્ય લક્ષ્મીનો વધારો.

કૃષ્ણાર્જુન સંવાદનો, પૂર્ણ થયો અધ્યાય;
તેમજ ગીતા શાસ્ત્રપણ, પૂરણુ અહીંઆં થાય. ૮૨

ઈશ્વરની કરૂણા થકી, પૂર્ણ થયું આ કામ;
હરિલાલ કે' સ્નેહથી, લેવું હરિનું નામ. ૮૩

સમય વ્યતીત શુભ કામમાં કરવાને આ ઠામ;
મતિ અનુસાર બનાવીયું, લેવા હરિનું નામ. ૮૪

ફાલ્ગુન વદ પાંચમ ભૃગુ, ઓગણીસેં પીસ્તાળીં;
સંવત શક વિક્રમ તણો, તે દિવસે હદ વાળી. ૮૫

શક કહુ ઇશુ ખ્રિસ્તનો, અઢારસેં નવ્યાશીં;
તારીખ બાવીશ માર્ચની પૂરણુતાની ખાસી. ૮૬




**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥**

આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ પ્રાણી નિરોગી થાઓ, સર્વ કલ્યાણને જુઓ અને કોઇને પણ દુઃખ થાઓ નહિ.

# અનુક્રમણિકા.





શ્લોક, અર્થ, મહાત્મ્ય, ધ્યાન ચિત્રો ઇ. સહિત.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

૦)- થી ૦ાા સુધી. પૃષ્ઠ ૩૦૦ ના ગુટકા.

૦)= ગ્લેજ કાગળ સાદું પૂઠું.

૦)≡ કપડાનું અથવા શણનું પૂઠું.

૦ા સોનેરી અથવા રેશમી પૂઠું.

૦ાા ખાસ ઉંચા કાગળ તથા અતિ સોનેરી પૂઠું અથ-વા કિનખાપનું પૂઠું.

૦)- પાતળા રફ કાગળ નાના ટાઇપ સાદું પૂઠું.

૦)-ાા પદ્યાત્મક ભાષાંતર (રૂ. ૧,ની ૧૪) કપડાના પૂઠાની કિં. એવડી.

---

# શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા.

જેમાં ગીતાના શ્લોક, અર્થ, તથા શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ૬૦૦ વર્ષપર રચેલી "ભાવાર્થદીપિકા" નામની ઉત્તમ સરળ અને અનેક સચોટ દ્રષ્ટાંતો સાથે રહસ્યને સમ-જાવનારી વિસ્તૃત ટીકાનું સરળ ભાષાંતર તથા

## શ્રી જ્ઞાનેશ્વરનું લંબાણ ચમત્કારી ચરિત્ર છે.

ગીતાપર વિદ્વત્તાપર્ણ અનેક ટીકાઓ છે પરંતુ

## જ્ઞાનેશ્વરીની ખુબી તો ઓરજ છે.

રોયલ ૮ પેજી પૃષ્ઠ ૫૫૦. મૂલ્ય ૧ાા= ઉંચી આવૃત્તિ ૨) પો. જુદું.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઈ નં. ૨ શાખા અમદાવાદ.

# ગવર્મેન્ટે અજમાવેલો અગ્નિમાં બચાવ કરનારી તીજોરીનો અખતરો.

હિંદુસ્તાનના પોષ્ટ ખાતાને હિંદ અને બર્માની સેવીંગબેંકો માટે મોટી સંખ્યામાં તિજોરીઓની જરૂર હતી તે પૂરી પાડવાને એવી સરતે ટેન્ડરો મંગાવ્યાં કે ખરીદતા પહેલાં હરીફાઇ કરનારી તિજોરીએ સખત અગ્નિમાં બચાવ કરવો જોઇએ.

ગત જુલાઇ તા. ૨૦ મીના રોજ પોષ્ટ અને તાર ખાતાના એસીસ્ટન્ટ અને ડેપ્યુટી ડીરેકટર અને ગવર્નમેન્ટ કેમીસ્ટની સમક્ષ કલકત્તામાં પબ્લીક વર્કસના ઇન્જીનીઅર સાહેબે એ અખતરો અજમાવ્યો હતો.

અગ્નિમાં મૂકયા બાદ તિજોરીઓ ઉઘાડતાં એવું માલુમ પડયું કે માત્ર ગોદરેજની તિજોરીમાંની ચોપડીઓ, કાગળો વિગેરે કંઇ પણ નુકસાન વગર સહી સલામત હતાં, વળી તેમાંનું રૂ જેવું ને તેવું સફેદ અને નરમ હતું.

એ ઉપરથી પોષ્ટ અને તાર ખાતાના ડીરેકટર જનરલ સાહેબે મી. ગોદરેજને રૂ. ૮૫૦૦૦ ની ૩૭૨ તિજોરીઓનો ઓર્ડર આપ્યો છે.

**કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ—મુંબઇ.**

**દુકાન—મૂળજી જેઠા મારકીટ સામે—મુંબઇ.**

**શાખા—રેલ્વે સ્ટેશન પાસે—અમદાવાદ.**

# લૂગડાંની જરૂર નથી તેટલી પુસ્તકોની

અદ્યાપિ પર્યંત થઈ ગએલા વિદ્વાનો પૈકી સેંકડે વિદ્વાનો ગ્રંથો વાંચીને જ્ઞાન સંપાદન કરી વિદ્વાનોમાં છે. કેવળ સ્વબુદ્ધિબળથી વિદ્વાન થએલા બહુજ થોડા જ છે. જ્ઞાન સંપાદન કરવાને અમારી નજરમાં તો 'વાંચન' જેવો બીજો ઉત્તમ માર્ગજ નથી.

વાંચનથી જ જ પ્રાચીન કાળના અથવા અર્વાચીન કાળના મોટા વિદ્વાનો, કવિઓ, ઇતિહાસકારો, કથાકારો, શાસ્ત્ર રચનારાઓ, વગેરે સાથે આપણને વાતચીત કરવાનો લાભ છે, અને કંઈ પણ કરવાથી જે લોકો આપણને દર્શન આપી શકતા નથી; તેમની સાથે સહેજ માત્ર પૈસામાં આપણે આપણા ઘરમાં બેસીને કલાકો સુધી વાત કરી શકીએ છીએ. ફક્ત વાંચતાં આવડવું જોઈએ.

કોઈ નવું પુસ્તક વાંચવાથી જાણે કોઈ નવા મિત્ર સાથે આપણે ગાઢ સંબંધ બાંધીએ છીએ, અને તેનું મન આપણા મન કરતાં વધારે ઉચ્ચ અને વધારે કેળવાયલું હોવાથી આપણા ઉન્નત ઇતિહાસમાં આવવાને આપણે માટે એક અગત્યનો રસ્તો ઉઘડે છે. કોઈ કોઈ વેળાએ તો જાણે આપણો નવો જન્મ થયો હોય એવું થઈ પડે છે.

મહાન પંડિત ઇરાસ્મસનો તો એટલે સુધી મત હતો કે, આપણને લૂગડાં લત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે. તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી રહે નહિ ત્યાં સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો.

( "પ્રબન્ધ" ઉપરથી )